સુધી જાય છે. વીરમગામે આગળ બી બી. એન્ડ. સી. આઈ. રેલવે સાથે જંકશન કરે છે. આ લાઇનમાં વીરમગામના રસ્તે ઘેલડા સ્ટેશન છે, જ્યાંથી ભોયણીજી માત્ર ૨ મેલ રહે છે. અહીં બળદ ગાડીઓની સંવડ સારી મળે છે આ લાઇનમાં થઇને ઉત્તર ગુજરાત મારવાડ અને ઉત્તર હીંદુસ્તાનના લોકોને ભોયણીજી તથા પાલીતાણા, ગીરનાર વીગેરે સ્થળે જાત્રાએ જવાનું સુગમ પડે છે. કાઠીઆવાડ તરફના લોકો પણ આ લાઇનમાં ભોયણીજી આવે છે. મહેસાણાથી ઘેલડા સુધીના રૂા. ૦–૪–૦ તથા વીરમગામથી ઘેલડા સુધીના રૂા. ૦–૩–૬ થર્ડ કલાસની ટીકીટના બેસે છે.

તાલુકા. આ પ્રાંતને બાર તાલુકાઓમાં વહેંચવામાં આવેલો છે, તેમાં આપણી વસ્તીવાળા ગામો નં. ૩૯૦ છે, જેની તાલુકાવાર હકીકત પ્રથમ આપવામાં આવી છે, અને ટુંક રીપોર્ટ નીચે મુજબ છે.



# તાલુકો. કડી.

કડી એ તાલુકાનું મુખ્ય શહેર હોવા સાથે આ પ્રાંતની જુની રાજધાનીનું શહેર છે. અહીંઆં પ્રથમ મલ્હાવરાવ રાજાએ ગાદી કરી હતી. હાલમાં તેનો સાત માળનો મહેલ, કોટ, કચેરી વીગેરે કેટલાક જુનાં મકાનો જોવા લાયક છે. અહીં લશ્કરની એક ( રેજીમેંટ ) ટુકડી રહે છે. અહીંઆ એક કાપડ વણવાની મીલ છે, અને ૩ લોઢવાના ત્રણ જીર્નીંગો છે, તેમજ એરંડા વીગેરેમાંથી તેલ કાઢવાના બે બીજા સંચા છે.

દેરાસરો. આ તાલુકામાં ૧૭ દેરાસરો છે ( જેની વીગતવાર હકીકત તથા સ્થિતિ વિષે શ્રી જૈન શ્વેતાંબર મંદિરાવાળી ભાગ ૧ લો જોવા ભલામણ કરવામાં આવે છે. )

ધર્મશાળા. આ તાલુકામાં ત્રણ ધર્મશાળાઓ છે, જેમાં બે કડી શહેરમાં છે. આ બે પૈકી એક જે જીવાંતખાનાના નામથી ઓળખાય છે, તે જીર્ણ સ્થિતિમાં છે, તેમાં વાસણ ગોદડાં વીગેરે મળી શકે છે, જેથી ભોયણીજી તીર્થે જનારા યાત્રાળુઓને ઉતરવાની સારી સવડ મળી શકે છે. અહીં વાસણ ગોદડાંનો જથો જોઇએ. તેવો સારા પ્રમાણમાં નથી, માટે લાગતા વળગતાઓએ તેમાં યોગ્ય સુધારો કરવા જરૂર છે. બીજી કપડવંજવાળાની ધર્મશાળાના નામથી ઓળખાય છે, જે ઘણી મોટી છે, અને તદન જીર્ણ સ્થિતિમાં હોવાથી ઉપયોગમાં આવતી નથી, દીવસે દીવસે ખરાબ થતી જાય છે, સુધરાવી ઉપયોગમાં લેવાની જરૂર છે.

**પાઠશાળા.** ધાર્મિક કેળવણીમાં આ તાલુકો ઘણો પછાત પડેલો છે. આ તાલુકાના કોઈ પણ ગામમાં જૈન પાઠશાળા હસ્તિ ધરાવતી નથી.

**કેળવણી.** આ તાલુકામાં—ધાર્મિક જ્ઞાનમાં પંચ પ્રતિક્રમણ કરતાં વધારે અભ્યાસવાળા બે માણસ છે. અને તે કડી શહેરમાં છે;

—ઇંગ્રેજી જ્ઞાનમાં મેટ્રીક અને તેથી ઓછા અભ્યાસવાળાની સંખ્યા માત્ર ૯ ની છે, (આ તાલુકો એકે ગ્રેજ્યુએટ ધરાવતો નથી.)

—સાધારણ રીતે સંસ્કૃત અભ્યાસવાળા ૨ માણસો છે.

**પાંજરાપોળ.** આ તાલુકામાં કડી શહેરમાં એક સાધારણ પાંજરાપોળ છે, જે ખોડા ઢોરના નામથી ઓળખાય છે, તેની તેમજ જીવાતખાના (પક્ષીઓ તથા જીવાત રાખવાના મકાન)ની જૈનોજ દેખરેખ રાખે છે. આ શહેર મુસલમાનોની મોટી વસ્તીવાળું હોવાથી, તેમજ કોળી ઠાકરડાના પ્રખ્યાત ચુંવાળ નામના દેશની સરહદ ઉપર આવેલું હોવાથી અહીંની પાંજરાપોળ સારી સ્થિતિમાં રાખવાની જરૂર છે. દેખરેખના સંબંધમાં બીજી કોમવાળાને સાથે રાખી કામ લેવામાં આવે તો તેની સ્થિતિ મજબુત થઇ શકે. અહીં વૈદિક જોગવાઈ નથી.

**સભા**—કડી શહેરમાં શ્રી જ્ઞાન વર્ધક સભા નામની એક સાધારણ સભા છે.

**લાયબ્રેરી**—કૈયલ ગામમાં એક સાધારણ લાયબ્રેરી છે, જેમાં માત્ર થોડાં ધાર્મિક પુસ્તકોજ રાખવામાં આવેલ છે.

**વસ્તી**—આ તાલુકામાં ૫૨ ગામો છે, જેમાં ૩૧૮ ઘર છે, વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છે.

| | કું. | પ. | વી. | કુલ. | |
|---|---|---|---|---|---|
| પુરૂષ | ૩૩૩ | ૨૭૪* | ૪૫ | = ૬૫૨ | ૧૩૨૬ |
| સ્ત્રી | ૧૯૩ | ૨૬૫ | ૨૧૬ | = ૬૭૪ | |

**વેપાર ઉદ્યોગ.** ઉપર બતાવેલા પુરૂષો પૈકી ૪૦૪ વેપાર કરે છે, ૩૫ નોકરીઆત છે. ૩ ખેડુતનું કામ કરે છે, અને બાકીના બાળક, વિદ્યાર્થીઓ, યાચક, અને નિરૂધમી છે.

* પરગામના પુરૂષો અત્રે લાંબા વખતથી વસવાટ કરતા હોવાથી તેઓને અહીં નોંધવામાં આવ્યા છે, અને તેઓ પરણેલા હોવા છતાં તેમની સ્ત્રીઓ સાથે નહીં હોવાથી પરણેલી સ્ત્રીઓની સંખ્યા પરણેલા પુરૂષોના કરતાં ઓછી આવે તે સ્વાભાવિક છે.

ડીરેકટરી કરતી વખતે હાજર રહેલાં મનુષ્યોની સંખ્યા ગણવામાં આવેલી છે.

ઉપર પ્રમાણે બીજા તાલુકાઓનાં સંબંધમાં પણ સમજવાનું છે.

# તાલુકો પાટણ.



પાટણ એ આ પ્રાંતમાં સૌથી મ્હોટું અને તાલુકાનું મુખ્ય શહેર છે, જ્યાં સં. ૧૯૬૨ ની સાલમાં આપણી ચોથી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ ભરાણી હતી. હાલનું પાટણ શહેર સં. ૧૪૨૫ માં ફરીને વસ્યું છે. અહીંઆ રાણકી વાવ, દામોદર કુવો, સહસ્રલીંગ તળાવ વીગેરે જુના શહેરનાં ખંડીયેરો જોવા લાયક છે. આ શહેરની પ્રાચીનતા તથા જાહોજલાલી માટે જૈન બાંધવો અજ્ઞાત હશે એમ અમે ધારતા નથી, તેમજ તેના માટે જેટલું વર્ણન કરીએ તેટલું સ્વલ્પજ ગણાય, છતાં આ પવિત્ર શહેરની પ્રથમ સ્થિતિની અપ્રતિમ રચનાનું અને મધ્ય સ્થિતિની અદ્વિતીય સમૃદ્ધિને સૌંદર્યની શોભાનું યત્કિંચિત્ વિવરણ કરી તે કાળ પછી તેની દિન પ્રતિદિન અસ્ત પામતી હૃદય ભેદક અંત્ય સ્થિતિનું ખ્યાન કરીએ તો તે દરેક જૈન બંધુના કોમળ અંતઃકરણને આર્દ્ર કર્યા વગર રહેશે નહીં, એમ ધારીને તેની પ્રથમ, મધ્ય અને અંત્ય સ્થિતિની મુખ્ય મુખ્ય બાબતો પર વાંચક વર્ગનું ધ્યાન ખેંચીએ છીએ.

પાટણ શહેર પ્રાચીન સમયમાં અણહીલ્લ ભરવાડના નામ ઉપરથી વનરાજ ચાવડાએ વિક્રમ સંવત ૮૦૨ માં વસાવેલુ હતું. એની સાબિતી તે કાળથી અત્યાર સુધી પરંપરાએ ચાલી આવતા "અણહિલ્લપુર પત્તન" ના નામથીજ થાય છે આ વનરાજ બાળપણમાં મહા વિપત્તિમાં આવી પડતાં મહા ભાગ્યના ઉદયથી તેમને શીલાંકાચાર્ય (શીલગુણસૂરિ) મહારાજના દર્શનનો લાભ થયો. સૂરિ મહારાજે આ બાળકને દૃષ્ટિગોચર કરતાં એના અત્યુત્કૃષ્ટ લક્ષણો જોઇ એક શ્રાવકને તેના સાર સંભાળ કરવા આદેશ કર્યો હતો. શીલાંકાચાર્ય મહારાજના પરમોપગારથીજ વનરાજે શ્રાવકને ઘેર ઉછરી જગવિખ્યાત રાજ્યપદ મેળવ્યું હતું. આ ઉપરથી આ શહેરની જ્યારથી રચના થઇ ત્યારથીજ આ શહેરમાં ખાસ જૈનોને અગ્રગણ્ય ગણવામાં આવે એ સ્વાભાવિક છે. તેઓ ચાપોત્કટ વંશના હોવાથી વનરાજ ચાવડા એ નામથી ઇતિહાસકારો અને આપણે તેમને ઓળખીએ છીએ. આ સમયથીજ આ શહેરની જાહોજલાલીની શરૂઆત થઇ, અને આ સમયની સ્થિતિને પ્રથમ સ્થિતિ (ઉત્તમ સ્થિતિ) માનીએ તો તેમાં કોઇપણ રીતે બાધ આવે તેમ લાગતું નથી. ચાપોત્કટ વંશમાં વનરાજથી માંડીને સામંતસિંહ સુધી એટલે સાત પેઢી સુધી રાજ્ય ચાલ્યું. એમના સમયમાં દિન પ્રતિદિન આ શહેરની શોભામાં વધારો થતો જતો હતો. આ અરસામાં પાટણથી ૫ માઇલ ઉપર વડલી કરીને એક ગામ છે, જ્યાં ઘીની મંડાઇ (જકાતખાતું) હતી. તે ઉપરથી

શહેરનો વીસ્તાર કેટલો હશે તેનો ખ્યાલ કરવાનો છે. ચાપોત્કટ વંશના છેવટના રાજા સામતસિંહના હાથમાંથી આ રાજ્ય ચૌલુકય વંશના મૂળરાજના હાથમાં ગયું. મૂળરાજ વિક્રમ સંવત ૯૯૮ માં ગાદી ઉપર બેઠા મૂળરાજ પછી તેમની ગાદીએ ચામુંડરાજ, દુર્લભસેન, ભીમ, કરણ, સિદ્ધરાજ, કુમારપાળ. અજેપાળ, મૂળરાજ, ભીમ. અને ત્રીભુવનપાળ આ રીતે અનુક્રમે એક પછી એક રાજા ગાદી ઉપર બેઠા. ચૌલુકય વંશીઓનું રાજ્ય વિક્રમ સંવત ૧૩૦૦ સુધી ચાલ્યું. ત્યાર બાદ આ રાજ્ય વાઘેલાની હસ્તગત થયું. વાઘેલાઓના હાથમાંથી થોડાજ સમયમાં એટલે ૬૦ વર્ષ પછી મોગલોને કબજે ગયું.

મૂળરાજ ગાદી ઉપર બેઠા ત્યારથીજ આ શહેરની જાહોજલાલીની ભવ્ય સ્થિતિની શરૂઆત થઇ.

આ સમયમાં આ શહેરને એક બાજુથી ચૌલુકય વંશના પ્રતાપી રાજાઓ શોભાવતા હતા, ત્યારે બીજી બાજુથી આપણા પવિત્ર વીરરત્ન મહાત્મા મુનિવરો અવાર નવાર પોતાના ચરણ કમળથી પવિત્ર કરી પોતાના અમુલ્ય વચનામૃતથી અનેક ભવ્ય જીવોનો સદુપદેશ દ્વારાએ ઉદ્ધાર કરતા હતા. વળી અનેક મહાત્માઓ એજ શહેરમાં રહી જિનપ્રણીત વાણીને સફળ કરવા ખાતર અપરિમીત પરિશ્રમ કરી અનેક ગ્રંથો રચતા હતા; મલધારી હેમચંદ્રસૂરિએ આજ શહેરમાં રહી ઉપદેશામૃત ધારા વર્ષાવી ભવ્ય જીવોપર અનેક ઉપકાર કર્યા હતા; વિદ્વતાના બળથી સિદ્ધરાજની સભામાં એમનું બહુમાન હોવાથી તેમને 'મલધારી' એ બિરૂદ આપવામાં આવ્યું હતું. એમણે જીવાનુશાસન, વિશેષાવશ્યક ટીકા આદિ અનેક ગ્રંથો રચ્યા હતા; વલી કળીકાળ સર્વજ્ઞ બિરૂદધારી શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય મહારાજે દુર્ધરવાદીઓને જીતી જૈન શાસનની ઉન્નતિ કરી હતી. એમણે એજ શહેરમાં રહી ત્રણ કરોડ શ્લોક પ્રમાણ ગ્રંથો રચ્યા હતા. ગુર્જરાધિપતિ ભૂપાલ શ્રેષ્ઠ કુમારપાળ રાજાને પોતાના અનુપમેય જ્ઞાન પીયૂષનું સિંચન કરી તેમના ઉપર અનેક પ્રકારના ઉપકાર કરી અનેક ધર્મના કાર્યો કરાવ્યાં હતા: શ્રીમદ્ મલયગિરિ સૂરિવર્યે તો નિત્ય આચામ્લ તપ કરી અપરિમીત પરિશ્રમ વેઠી અનેક ગ્રંથો રચ્યા હતા; સિવાય અનેક મહાશયોએ આ શહેરમાં રહી મહત્ પરિશ્રમથી બીજા ઘણા ગ્રંથો રચ્યા હતા. આ વખતમાં આ શહેર સાક્ષાત સરસ્વતિના મંદિરરૂપજ હતું. આ રીતે મહાત્માઓના પરિશ્રમથી રચેલા ગ્રંથોના વિશાળ સંગ્રહસ્થાનોએ આ શહેરને ભૂષિત કર્યું હતું. આ સમયમાં આ શહેરની જાહોજલાલી પરાકાષ્ઠાએ પહોંચી હતી, પરંતુ કુમારપાળ સં. ૧૨૩૦ માં સ્વર્ગવાસી થયા, અને અત્યંત ખેદજનક ત્રીજી અંત્ય સ્થિતિએ પગ પેસારો કર્યો. થોડાજ સમયમાં મોગલોનું પ્રાબલ્ય વધ્યું, અને મુસલમાનો અનેક ભવ્ય

દેરાસરો તથા મહાત્માઓએ રચેલા ગ્રંથોના ભંડારોનો વિધ્વંસ કરવા લાગ્યા. આવી દુર્ધર સ્થિતિ કેટલાક સમય સુધી ચાલુજ રહી હતી. મોગલોના જુલમથી ઘણો નાશ થઈ ગયા છતાં હાલના શાંત સમયમાં આપણા દેરાસરો તથા જ્ઞાન ભંડારો કેટલા અવશેષ રહ્યા છે, તે જાણવાની જીજ્ઞાસા થતાં, ગયા વર્ષે શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ ઓફીસ તરફથી પંડિતો મોકલવામાં આવ્યા હતા. તેમની શોધ મુંજબ જ્ઞાનભંડારો સંબંધી હકીકત નીચે પ્રમાણે જાણવામાં આવી છે.

જ્ઞાનભંડારો.

(૧) ભંડાર નં ૧ તે ઝવેરીવાડામાં શ્રી પાર્શ્વનાથજીના ભંડારના નામે ઓળખાય છે, અને તે શેઠ વાડીલાલ હીરાચંદની દેખરેખમાં છે. તેના રક્ષક શેઠ વાડીલાલ હીરાચંદ પુસ્તકોની સાર સંભાળ માટે અત્યંત કાળજી રાખે છે એટલુંજ નહીં પણ પાટણ શહેરના દરેક જ્ઞાન કાર્ય સંબંધી અંતઃકરણ પુર્વક લાગણીથી કોઇ ગ્રહસ્થ લક્ષ રાખતા હોય તો તેઓ એકલાજ છે. આ ભંડારમાં તાડપત્રની પ્રતો નથી.

(૨) ભંડાર નં ૨ તે સંઘવીના પાડામાં લોઢીપોશાળના ઉપાશ્રયનો ભંડાર છે. આ ભંડારમાં સંપૂર્ણ તાડપત્રનીજ પ્રતો છે. હાલમાં પાટણ શહેરમાં પ્રાચીનમાં પ્રાચીન ભંડાર કહીએ તો આજ છે, તેમાં લગભગ પાંચસો બંધનો તાડપત્ર પર લખેલાં છે, અને તે ત્રણ પટારામાં મુકવામાં આવ્યાં છે. આ ભંડારને માટે એમ સાંભળવામાં આવ્યું છે. કે પ્રાચીન સમયમાં એમાં પુસ્તકોનો જબર સંગ્રહ હતો, પણ મોગલોનું પ્રાબલ્ય વધતાં એ લોકો જ્યારે હીંદુઓના દેરાસરો તથા જ્ઞાનભંડારોનો નાશ કરવા લાગ્યા, તે વખતે આ ભંડારમાંના પુસ્તકો ગુપ્ત રીતે ઊંટો પર જેસલમેર મોકલવામાં આવ્યાં હતાં, તે સિવાય યતિઓ પણ કેટલાક પ્રાચીન ગ્રંથો લઈ ગયા છે, આ રીતે આ ભંડારની દુર્દશા થઈ છતાં હાલમાં તેમાંના પાંચસો બંધનો મોજુદ છે, પણ જણાવવાને અત્યંત ખેદ ઉપજે છે કે આ ભંડારનુ મકાન જીર્ણ થવાથી વરસાદમાં છાપરામાંથી પટારા ઉપર પાણી ચુવે છે, તેથી ઉપર જણાવેલા પુસ્તકોમાંથી અડધો ભાગ એક સાથે એક પત્ર ચોંટેલાનો છે; દરેક ગ્રંથમાં ઉદ્દેહીએ તો પ્રવેશ કરેલોજ છે, વળી તે પ્રતો લખ્યાને ઘણો વખત થયેલ હોવાથી દરેક ગ્રંથના આદ્ય તથા અંતના થોડા થોડા પાનાં પણ મળી શકતા નથી; અથથી ઇતિ સુધીના ગ્રંથો એ પાંચસો બંધનોમાંથી ઘણાજ થોડા મળી શકશે તેમ અમારૂ ધારવું છે, માટે જો કોઇપણ મહાશય તરફથી તે તે પ્રતોના તુટતા પાનાં લખાવાય તથા તેની સુરક્ષિત રીતે વ્યવસ્થા થાય એવા સ્થાનની ગોઠવણ કરવામાં આવે તો જીનેશ્વર મહારાજની પુસ્તકારૂઢ થયેલી પવિત્ર વાણીની થતી આ ભયંકર આશાતના ટળી થોડા ખર્ચે જ્ઞાન આરાધનનું મહત્પુણ્ય પ્રાપ્ત થાય; આ બાબત જે મહાશયને ખાતરી કરવી હોય, તેમણે જરૂર પ્રસંગાનુસાર યોગ્ય નિરિક્ષણ કરવા અમારી તેમને ખાસ નમ્ર સુચના છે. ભંડારના રક્ષક બીલકુલ લક્ષ રાખતા

નથી, માટે તેમને તેમજ ત્યાંના શ્રીસંઘને અમારી સવિનય પ્રાર્થના છે કે હવે તે ગ્રંથોની સ્થિતિ સુધારવા તરત ધ્યાન ઉપર લેશો.

(૩) ભંડાર નં. ૩ તે ફોફળીયાવાડાની આગલી શેરીનો ભંડાર છે, અને તે શેઠ હાલાભાઈ મગનલાલની દેખરેખમાં છે; સદરહુ ભંડારમાં પુસ્તકોનો સંગ્રહ બહુજ સારા પ્રમાણમાં છે, તાડપત્રના ત્રીસેક બંધનો છે, મકાનની તથા પુસ્તકોની સ્થિતિ સારી છે.

(૪) ભંડાર નં. ૪ તે ફોફળીયાવાડાની વખતજીની શેરીમાં સંઘનો ભંડાર છે, અને તે સંઘની દેખરેખમાં છે, આ ભંડારમાં પુસ્તકોનો સંખ્યા બંધ સંગ્રહ છે; પચાસેક તાડપત્રના બંધનો છે, વ્યવસ્થા પ્રશંસા પાત્ર છે; આ ભંડાર જોવા લાયક છે, સંઘ તરફથી શા વાડીલાલ હીરાચંદ પુસ્તકોની સંભાળ બહુ સારી રીતે રાખે છે.

(૫) ભંડાર નં. ૫ તે ફોફળીયાવાડાની વખતજીની શેરીમાં સંઘનો નવો ભંડાર છે, અને તે પણ સંઘની દેખરેખમાં છે; આ ભંડાર નં. ૪ ના ભંડારવાળા મકાનમાંજ હોવાથી ઠેકાણું એકજ છે. પુસ્તકોની સંખ્યા સારી છે, એનું નામ નવો ભંડાર પડવાનું કારણ એ છે કે પૂજ્યપાદ મુનિવર્ય શ્રીમદ્ કાંતિવિજયજી મહારાજના સતત પરિશ્રમથી તથા ઉપદેશથી આ ભંડારમાંના તમામ ગ્રંથો નવા લખાવવામાં આવ્યાં છે; સિવાય ભંડાર નંબર બીજાને બાદ કરીને બાકીના ભંડારોને બંધનાદિકે વ્યવસ્થિત કરવામાં તેઓ શ્રીએ અત્યંત પરિશ્રમ સેવેલો છે, માટે આ સ્થળે તેમનો અંતઃકરણ પુર્વક આભાર માનવો પરમ ઇષ્ટ છે.

(૬) ભંડાર નં. ૬ તે ઝવેરીવાડામાં શા. ચુનીલાલ મુળચંદનો ઘર ભંડાર છે, અને તે તેમનીજ દેખરેખમાં છે, એમાં પુસ્તકો બહુ થોડા પ્રમાણમાં છે. તાડપત્રના બે બંધન છે. વ્યવસ્થા બીલકુલ નથી.

આ રીતે અવશેષ રહેલા ભંડારોમાંથી ઉપર જણાવ્યા મુજબ છ પુસ્તક ભંડારો અમારા જોવામાં આવ્યા છે, તે સિવાય એક જબર ભંડાર કે જે મલધારી હેમચંદ્રસૂરિનો કહેવાય છે, તેને તપાસવા માટે અમે ઘણો પ્રયાસ કર્યો હતો, પણ તે શ્રીપૂજ્યના કબજામાં હોવાથી કોઈપણ રીતે અમારા જોવામાં આવ્યો નહી. જણાવવાને દિલગીરી ઉપજે છે, કે થોડા સમય અગાઉ આ ભંડાર બાબત શ્રીપૂજ્ય તથા શ્રાવકો વચ્ચે ટંટો ઉપસ્થિત થયો હતો, પરિણામમાં કોર્ટે શ્રીપૂજ્યના લાભમાં ફેંસલો આપ્યો છે, એમ સંભળાય છે, એ અત્યંત શોચનીય છે.

બાકી ૩ ભંડારો છે તે સંબંધી બહુ જાણવાજોગ હકીકત નથી, અને તેમાં પુસ્તકો પણ બહુજ થોડાં થોડાં છે.

પાટણના ભંડારોમાં સંગરામ સોનીએ ભરાવેલી સોનાના અક્ષરની પ્રતો હાલમાં મોજુદ છે.

તે સિવાય સરીયદમાં કાંઇક જુના પુસ્તકો હોવાનું કહેવામાં આવે છે.

**દેરાસરો.**

આ તાલુકામાં ૨૩૧ દેરાસરો છે, તેમાં તળ પાટણ શહેરમાં મોટા દેરાસરો તેમજ ઘર દેરાસરો મળીને ૨૨૦) છે, એમાં ઘણા જુના વખતના દેરાસરો પણ છે. અહીં શ્રી પંચાસરા પાર્શ્વનાથજીનું મોટું દેરાસર છે, અને તેને પ્રાચીન તીર્થ તરીકે ગણવામાં આવે છે. આ પંચાસરાજીની મૂર્તિ જ્યારે પંચાસર નગર ભાગ્યું, ત્યારે અહીં લાવીને પ્રતીષ્ટીત કરેલી હતી. આ દેરાસરની ભમતીમાં એક મૂર્તિ છે. જે વનરાજ ચાવડાની છે, એમ ત્યાંના પુજારીઓ કહે છે; દેરાસરો સંબંધી વધુ હકીકત મંદિરાવળી ભાગ ૧ લામાં આપેલી છે. પાટણના ઝવેરીવાડામાં શ્રી નારંગા પાર્શ્વનાથજીનું દેરાસર છે, તે મૂર્તિની પ્રતિષ્ઠા શ્રીમન્ હેમચંદ્રાચાર્યજી મહારાજે કરેલી કહેવાય છે.

શહેરના ઇશાન કોણ તરફ પીતાંબર તળાવ ઉપર એક શીખર બંધી દેરી છે, અને બીજી છુટી દેરીઓ છે, જેમાં જિનદત્ત સૂરિ, જિનકુશળ સૂરિ વીગેરે પુનમીયા ગચ્છના આચાર્યના પગલાં છે, અને તે દાદાની થુભ તરીકે ઓળખાય છે, અહીંઆ ભાદરવા સુદ ૨ ના રોજ દર વર્ષે મેળો ભરાય છે.

પાટણની નજીક ચાર ગાઉ ઉપર ચારૂપ કરીને ગામ છે. અહીંઆ શ્રી શામળા પાર્શ્વનાથજી મહારાજની પ્રતિમાજી છે, જે વર્તમાન ચોવીશીના વીશમાં તીર્થંકર શ્રી મુનિસુવૃત સ્વામીના નિર્વાણ પછી ૨૨૨૨ વર્ષે એટલે આજથી લગભગ ૫૮૬૬૬૨ વર્ષ પહેલાં આષાઢ નામના શ્રાવકે જે ત્રણ પ્રતિમાજી ભરાવેલી હતી તેમાંનીજ એક છે, બીજી ખંભાતમાં શ્રી સ્થંભન પાર્શ્વનાથજી મહારાજની છે, અને ત્રીજી પ્રતિમા હાલ કયાં છે તેની કાંઈ ખબર નથી. કારતક વદ ૧ ના રોજ અહીં પાટણથી સંઘ આવે છે. તેની પ્રાચીનતાના સંબંધમાં નીચે પ્રમાણેની એક દંતકથા ચાલે છે. ( જુઓ શ્રીમત્ ન્યાયાંભોનિધી આત્મારામજી મહારાજકૃત "તત્વનિર્ણયપ્રાસાદ" ગ્રંથ પાનું ૮૩૩ )

પુર્વેગત કાળમાં શાલિવાહન રાજાના રાજ્યથી અગાઉ અથવા લગભગમાં નાગાર્જુન વિદ્યારસ સિદ્ધિવાળા બુદ્ધિના નિધાન પૃથ્વીમાં રહેલા પાર્શ્વજિન બિંબના પ્રભાવથી રસને સ્થંભન કરતા હવા; ત્યાર બાદ તેમણે સ્થંભનક ગામ સ્થાપન કર્યું, અને તે શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમા કે જે ખંભાત બંદરમાં હાલ વિદ્યમાન છે, તેના બિંબાસનના પાછલા ભાગમાં આવા અક્ષરોની પંક્તિ લખેલી અમે પરંપરાથી સાંભળીએ છીએ, અને આ વાત લોકોમાં પણ પ્રાયઃ પ્રસિદ્ધ છે; તે લેખ આવી રીતે છેઃ—

नमे स्तीर्थकृतस्तीर्थे वर्षे द्विकचतुष्टये (२२२२)

आषाढ श्रावको गौडो कारयेत्प्रतिमात्रयम् ॥ १ ॥

સદરહુ લેખ ઉપરથી આ પ્રતિમા અત્યંત પ્રાચીન હોવા સાથે તે જૈન ધર્મની પ્રાચીનતાનો એક અદ્વિતીય પુરાવો છે, એમાં સંદેહ નથી. આ લેખ સંબંધી પ્રમાણ માટે જે શોધક સજ્જનોને ખાતરી કરવાની અભિલાષા હોય તેમણે પ્રભાચંદ્ર સૂરિકૃત પ્રભાવકપુરૂષ ચરિત્ર તથા પ્રવચનપરીક્ષા નામક ગ્રંથોથી સંશય નિવારણ કરવા અમારી તેમને નમ્ર સુચના છે.

**ઉપાશ્રયો તથા પોષધશાળા.**

આ તાલુકામાં ૪૦ ઉપાશ્રયો તથા પોષધશાળાઓ છે, તેમાં તળ પાટણ શહેરમાં ૧૪ છે, આમાં ૩ તપગચ્છના, ૧ સાગરનો, ૧ વિમળનો, ૧ ખડતરનો, ૧ વડીપોશાળનો, ૧ પોળીયાનો, ૨ સાળવીના વીગેરે જુદા જુદા નામથી ઉપાશ્રયો ઓળખાય છે. આ સિવાય ઢંઢેરવાડામાં એક ઘણા જુના વખતની પોષધશાળા છે, તેમાં ભીંતે આરસના પાટીઆ ઉપર એક શીલા લેખ છે, જેમાં શ્રી રત્નપ્રભસૂરિના ઉપદેશથી તે બંધાવેલી હોવાનું જણાવવામાં આવે છે; ગોદડશાના પાડાના દેરાસરમાં પણ એક જુનો શીલા લેખ છે.

પાટણ શહેરની પશ્ચિમ દિશાએ મોતીશાના દરવાજા બહાર અડધા મૈલ દૂર વગડામાં રાધનપુર જવાના રસ્તા નજીક ડાબી બાજુએ એક મોટું મકાન છે, જે હાલ મુસલમાનોના કબજામાં છે, અને તે મુકતુમજીની દરગાહ તરીકે ઓળખાય છે, પણ તેને માટે લોકો એવું કહે છે કે અસલમાં એ હેમચંદ્રાચાર્યનો ઉપાશ્રય હતો. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યજી મહારાજે અહીં રહીને કરોડો શ્લોકો બનાવી ઘણા ગ્રંથો તૈયાર કરી આપણી કોમ ઉપર કદી પણ નહીં વીસરી શકાય તેવો ઉપકાર કરેલો છે.

આ તાલુકાના વાયડ ગામમાં પણ એક ઉપાશ્રય છે, જે તદન જીર્ણ થઈ ગયેલો હોવાથી ગણત્રીમાં લીધો નથી.

ધર્મશાળા.

આ તાલુકામાં ૧૮ ધર્મશાળાઓ છે, તે પૈકી ૧૪ પાટણ શહેરમાંજ છે, તેમાં એક કોટાવાળાની અગર થંભણાજીની ધર્મશાળા કહેવાય છે, જે પંચાસરાની નજીકમાં છે, તેમાં વાસણ ગોદડાં વીગેરે મળી શકે છે, તેથી યાત્રાળુઓને અહીં ઉતરવાની સવડ સારી છે; તે સિવાય પંચાસરાજીમાં પણ એક ધર્મશાળા છે, જ્યાં પણ વાસણ ગોદડાંની સવડ છે; બાકીની ધર્મશાળાઓ પૈકી ઘણી માત્ર જમણવારના ઉપયોગમાંજ વાપરવામાં આવે છે.

આ શહેરમાં ટાંગડીઆવાડામાં એક જૈન વીશી સારી રીતે ચાલતી હોવાથી પરદેશી લોકોને રાંધવાના કંટાળાથી છુટા રહેવાનું બની આવે છે.

પાઠશાળા.

આ તાલુકામાં ૩ જૈન પાઠશાળાઓ છે, અને તે પાટણ શહેરમાંજ છે, જે પૈકી ૧ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના નામથી અને ૧ શેઠ ઝવેરચંદ ગુમાનચંદના નામથી ચલાવવામાં આવે છે, તથા ૧ સાગર ગચ્છના

ઉપાશ્રયની પાઠશાળા છે; ઉપરની ત્રણ પાઠશાળાઓમાંથી એકમાં મોટી સ્ત્રીઓ તથા કન્યાઓ અભ્યાસ કરવાને આવે છે. વધુ હકીકત માટે જુઓ શ્રેયસ્કર મંડળનો રીપોર્ટ.

કેળવણી. આ તાલુકામાં–પંચ પ્રતિક્રમણ કરતાં વધારે ધાર્મિક જ્ઞાનવાળાની સંખ્યા ૨૦ ની છે, તેમાં ૧૦ પુરૂષ અને ૧૦ સ્ત્રીઓ છે, જે પાટણ શહેરમાં છે;

—ઇંગ્રેજીમાં મેટ્રીક અને તેથી ઓછા અભ્યાસવાળા ૧૦૨ જણ છે, અને પાટણમાં ૧ ગ્રેજ્યુએટ છે; ( મી. મણીલાલ દોલતચંદ બીએ. એલ. એલ. બી. )

—સંસ્કૃત અભ્યાસવાળા ૪ માણસો છે તે પાટણમાંજ છે.

પાંજરાપોળ. આ તાલુકામાં પાંજરાપોળ ૧ છે જે પાટણ શહેરમાં છે. આસપાસના ઘણે છેટે સુધીના ગામડાઓમાંથી લોકો અહીંઆ જાનવરો મુકવાને આવે છે, જેથી જાનવરોની સંખ્યા વખતે ચાર હજાર સુધીની થઇ જાય છે. અહીં પક્ષિઓ પણ રાખવામાં આવે છે. આ પાંજરાપોળનું ખરચ નીભાવવા સારૂ વડોદરાના ગાયકવાડ સરકાર તરફથી ખલીપુર ગામ બક્ષીસ મળેલું છે, જ્યાં આગળ જાનવરો રાખવાને મોટુ મકાન બાંધેલું છે. અહીંઆ જાનવરોની દવા માટે એક વૈદ્ય રાખવામાં આવેલ છે. આ પાંજરાપોળની સ્થિતિ સારી છે, તે સિવાય પંચાસરાજીમાં જીવાત નાંખવા માટે એક જીવાતખાનું રાખવામાં આવેલું છે.

સભા તથા લાયબ્રેરી. પાટણ શહેરમાં શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જૈન સભા અને લાયબ્રેરી નામની એક સભા છે, જેને અંગે એક ફ્રી રીડીંગ રૂમ રાખવામાં આવેલ છે.

દવાખાનું. પાટણ શહેરમાં બાબુ પનાલાલ પુનમચંદ તરફથી થોડા વખતમાં એક ધર્માદા દવાખાનુ ખોલવામાં આવનારૂ છે, તેથી આ શહેરમાં જૈનોને દવા સંબંધી એક સારી સગવડ થશે.

**વસ્તી.**—આ તાલુકામાં ૩૭ ગામ છે, જેમાં ૧૬૫૨ ઘર છે, વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છે.

| | કુ. | પ. | વિ. | કુલ | |
|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૧૧૩૩ | ૧૦૬૮ | ૨૫૧ = | ૨૪૫૨ | ૫૦૯૫ |
| સ્ત્રી. | ૬૬૭ | ૧૧૬૬ | ૮૧૦ = | ૨૬૪૩ | |

પાટણ શહેરની ચોથા ભાગ જેટલી વસ્તી મુંબઇમાં ધંધાર્થે રહેતી હોવાથી તેઓની ગણત્રી અહીં થયેલ નથી, તેથી સંખ્યામાં કાંઇક ફેર જણાય છે.

વેપાર ઉદ્યોગ. ઉપર બતાવેલ પુરૂષો પૈકી ૧૩૧૨ વેપારી છે, ૨૦૮ નોકરીયાત છે, ૩ ખેતીનો ધંધો કરે છે, બાકીના બાળક, વિદ્યાર્થી, યાચક, વૃદ્ધ અને નિરૂદ્યમી છે.

# તાલુકો વડાવલી.



આ તાલુકાનું મુખ્ય શહેર ચાણસ્મા છે. જે પાટણથી ૧૦ માઇલ દૂર છે. અને ત્યાંથી બળદ ગાડી રસ્તે અહીં અવાય છે. મહેસાણા પાટણ રેલવે ઉપરના માણુંદ રોડ સ્ટેશનથી ચાણસ્મા તરફ રેલવે લઇ જવાનું કામ ચાલે છે, જ્યાંથી આગળ હારીજ તેમજ બહુચરાજી સુધી લંબાવવાની છે. હારીજથી શ્રી સંખેશ્વર પાર્શ્વનાથજીનું આપણું પ્રાચીન તીર્થ ૧૦ મૈલ દૂર રહે છે. આ લાઇનો થોડા વખતમાં ચાલુ થવા સંભવ છે. (બહુચરાજી અને મુંઢેરા એ બે અન્ય દર્શનીના તીર્થો આ તાલુકામાં આવેલાં છે) અહીંઆ એક રૂ લોઢવાનો સંચો છે.

**દેરાસરો.** ચાણસ્મા ગામમાં એક ભવ્ય દેરાસર છે, જેમાં મૂળનાયકજીની પ્રતિમા શ્રી ભટેવા પાર્શ્વનાથજી મહારાજની છે અને તે છાણવેળુની છે. એમ જણાવવામાં આવે છે; ફાગણ સુદ ૩ ની વરસ ગાંઠની મીતીએ મેળો ભરાય છે,—

તેથી આ દેરાસરને તીર્થ તરીકે ગણવામાં આવે છે; ચાણસ્માથી પાટણ જવાના રસ્તા ઉપર બે માઇલના અંતરે રૂપપુર કરીને ગામ છે, જ્યાં આપણી જુજ વસ્તી છે, પરંતુ અહીંઆ ચોવીશ દેરીઓની ભમતીવાળુ પ્રાચીન દેરાસર છે, તેથી પ્રથમ આ ગામ મોટું શહેર હોવાનું ધારવામાં આવે છે, જે વખતે આપણા લોકોની સારી વસ્તી હશે એમ અનુમાન થઈ શકે છે.

**કેળવણી.** આ તાલુકામાં—મેટ્રીક અને તેથી ઓછા ઇંગ્રેજી જાણનારા ૭ જણ છે: —ધાર્મિક અભ્યાસમાં પંચ પ્રતિક્રમણથી વધારે જાણનાર ૨ માણસ છે, જે ચાણસ્મામાંજ છે.

**પાંજરાપોળ.** આ તાલુકામાં એકજ પાંજરાપોળ છે, અને તે ચાણસ્મામાં છે. તેની દેખરેખ જૈનોજ રાખે છે, તેમાં વૈદ્યની જોગવાઈ નથી.

**પુસ્તકાલય—** ચાણસ્મામાં એક સાધારણ પુસ્તકાલય છે.

**વસ્તી.**—આ તાલુકામાં ૪૭ ગામ છે, જેમાં ૬૮૨ ઘરની વસ્તી છે, તેનું પ્રમાણ નીચે મુજબ છે.

| | કુ. | ૫. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૭૦૭ | ૫૩૬ | ૮૯ | = | ૧૩૩૨ | ૨૫૫૩ |
| સ્ત્રી. | ૩૮૦ | ૫૮૪ | ૨૫૭ | = | ૧૨૨૧ | |

આ તાલુકામાં પુરૂષ વર્ગ પૈકી ૭૯૧ વેપાર કરે છે, ૪૨ નોકરીયાત છે, ૨ ખેડુતનું વેપાર ઉદ્યોગ. કામ કરે છે, બાકીના બાળક, વિદ્યાર્થી, યાચક, અને નિરૂદ્યમી છે.

# તાલુકો હારીજ.

આ તાલુકો પાટણ તથા વડાવલીની પશ્ચિમ દિશા તરફ આવેલો છે, જેનું મુખ્ય ગામ હારીજ છે. પાટણથી અહીં બળદ ગાડી રસ્તે જવાય છે. અહીંઆ થોડા વખતમાં રેલ્વે ચાલુ થનારી છે, જેથી આપણું શ્રી સંખેશ્વરા પાર્શ્વનાથજીનું પ્રાચીન તીર્થ અહીંથી નજીક હોવાથી ત્યાં જવાને ઘણું સુગમ થઇ જશે.

કેળવણી—આ તાલુકામાં કોઇ ઈંગ્રેજી તેમજ ધાર્મિક અભ્યાસવાળા માલમ પડતા નથી.

વસ્તી.—આ તાલુકામાં ૧૬ ગામ છે, તેમાં ૯૪ ઘરની વસ્તી છે, જેનું પ્રમાણ નીચે મુજબ છે.

| | કુ. | પ. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૭૬ | ૭૪ | ૧૫ | = | ૧૬૫ | .૩૦૨ |
| સ્ત્રી | ૩૨ | ૬૯ | ૩૬ | = | ૧૩૭ | |

વેપાર ઉદ્યોગ.—ઉપર બતાવેલ પુરૂષ વર્ગ પૈકી ૧૨૭ વેપાર કરે છે, બાકીના બાળક, વિદ્યાર્થી, યાચક, અને નિરૂદ્યમી છે.

# તાલુકો સિદ્ધપુર.

આ તાલુકો આ પ્રાંતની ઉત્તરે પાલણપુર સંસ્થાનની સરહદ ઉપર આવેલો છે, જેનું મુખ્ય શહેર સિદ્ધપુર છે, અને રજપુતાના માળવા રેલ્વે ઉપર મહેસાણેથી અજમેર તરફ જતાં આવેલું છે. મહેસાણેથી અહીં સુધી થર્ડ કલાસની ટીકીટના રૂા. ૦–૩–૬ બેસે છે.

આ તાલુકામાં ૧૭ દેરાસરો છે, તેમાં સિદ્ધપુરના બે દેરાસરો મુસલમાની વખતના છે, એમ તેના બાહ્ય દેખાવ ઉપરથી માલમ પડે છે. દેરાસરો. સિદ્ધપુરથી ૭ માઇલ દૂર મેત્રાણા કરીને ગામ છે, જેને તીર્થ સ્થળ તરીકે ગણવામાં આવે છે. ભોયણીમાં શ્રી મલીનાથજી મ-

**ધર્મશાળા**—આ તાલુકામાં ૧૦ ધર્મશાળા છે, જેમાંથી ૨ ખેરાળુમાં છે અને ૨ વડનગરમાં છે, અહીં વાસણ ગોદડાં વીગેરે મળી શકે છે.

**પાઠશાળા**—આખા તાલુકા પૈકી એક પાઠશાળા વડનગરમાં છે, જે સાધારણ રીતે ચાલે છે, આમાં સ્ત્રીઓ પણ અભ્યાસ કરવા આવે છે (પાન ૧૯ માં વડનગર ગામની હકીકતમાં પાઠશાળાની સંખ્યા નજર દોષથી ભરવી રહી ગયેલ છે.)

**કેળવણી**—આ તાલુકામાં-પંચ પ્રતિક્રમણ કરતાં વધારે ધાર્મિક અભ્યાસવાળા ૧૨ માણસો છે, જેમાં ખેરાળુમાં ૫, વડનગરમાં ૧ અને ઊમતામાં ૬ જાણા છે.

—ઇંગ્રેજીમાં મેટ્રીક અને તેથી ઓછા અભ્યાસવાળા આખા તાલુકામાં ૧૧ જણ છે, તેમાં ખેરાળુમાં ૩, વડનગરમાં ૭, તથા ઊમતામાં ૧ છે, (ચીમનલાલ લુદરદાસ બી. એ કરીને એક ગ્રેજ્યુએટ છે.)

—સંસ્કૃત જ્ઞાનવાળા બીલકુલ માલમ પડતા નથી.

**પાંજરાપોળ.** આ તાલુકામાં ૪ પાંજરાપોળો છે, તેમાં ૧ ખેરાળુમાં છે, તથા ૧ સીપોર ગામમાં છે, તેમાં વૈદ્યની જોગવાઇ નથી, અને બીજી ૨ વડનગરમાં છે, જેમાં એક પાંજરાપોળ તથા એક ગૌશાળા કહેવાય છે, અહીં દેશી વૈદ્ય રાખવામાં આવે છે. પાંજરાપોળોની દેખરેખ રાખનારાઓમાં ખેરાળુમાં અન્ય ધર્મીઓ પણ સામેલ છે, બાકી સીપોર અને વડનગરમાં ફકત જૈનોજ છે.

**પુસ્તકભંડાર**—આ તાલુકામાં પ્રાચીન પુસ્તક ભંડાર નથી, પરંતુ વડનગરમાં થોડા હસ્તલિખીત પુસ્તકો છે.

**પુસ્તકલય**—ખેરાળુ ગામમાં એક પુસ્તકાલય છે, અને ઊમતા ગામમાં એક લાયબ્રેરી છે.

**વસ્તી**—આ તાલુકામાં ૨૧ ગામ છે, જેમાં ૭૧૬ ઘર છે, વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છે.

| | કુ. | પ. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૪૬૦ | ૪૧૯ | ૯૨ | = | ૯૭૧ | ૨૦૩૮ |
| સ્ત્રી. | ૨૩૯ | ૪૪૪ | ૩૮૪ | = | ૧૦૬૭ | |

**વેપાર ઉદ્યોગ**—ઉપર બતાવેલ પુરૂષો પૈકી ૬૧૯ વેપાર કરે છે, ૩૯ નોકરીયાત છે, બાકીના બાળક, વિદ્યાર્થી, યાચક, વૃદ્ધ અને નિરૂદ્યમી છે.

# તાલુકો વિશનગર.



આ તાલુકો ખેરાળુ અને મહેસાણા તાલુકાની વચમાં આવેલો છે, તેનું મુખ્ય શહેર વિશનગર છે. પ્રથમ ગુજરાતના રાજા ભોળા ભીમદેવ અને અજમેરના ચૌહાણ રાજા વિશળદેવના વખતમાં અહીં લડાઇ થઇ હતી, અને તેથી વિશળદેવના નામથી સંવત ૧૨૯૦ ની આસપાસમાં આ શહેર વસાવ્યુ હતું. જેને હાલ વિશનગર કહે છે. મહેસાણાથી વિશનગર સુધી રેલ્વેની થર્ડ કલાસની ટીકીટના રૂ. ૦-૨-૬ બેસે છે.

દેરાસરો. આ તાલુકામાં ૨૬ દેરાસરો છે, તે પૈકી વિશનગરમાં ૧૦ દેરાસર છે, તેમાં ગોડી પાર્શ્વનાથજી મહારાજનું ભવ્ય અને સુંદર દેરાસર છે, બીજા દેરાસરો પણ ઘણા સારાં છે

કેળવણી. આ તાલુકામાં-ઇંગ્રેજી મેટ્રીક અને તેથી પણ ઓછું જાણનારાની સંખ્યા ૨૪ ની છે, જેમાં વિશનગરમાં ૨૦, ભાળકમાં ૧. ગુંજામાં ૨ તથા ખોકરવાડામાં ૧ છે.

—સંસ્કૃત જાણનારામાં ૩ જણ છે તે વિશનગરમાં છે.

—ધાર્મિક અભ્યાસમાં પંચ પ્રતિક્રમણ કરતાં વધારે જાણનારા ૭ માણસો છે.

પુસ્તક ભંડાર—વિશનગરમાં એક મોટો પુસ્તક ભંડાર છે. જેની હજુ ટીપ થઇ નથી. આ ભંડારમાં ઘણા અલભ્ય પુસ્તકો છે, એમ કહેવાય છે.

દવાખાનું. વિશનગર શહેરમાં આપણી કોમના એક આગેવાન શેઠ ગોકળભાઇ દોલતરામ તરફથી એક ધર્માદા દવાખાનું ખોલવામાં આવેલું છે. તેનો લાભ શહેરના તમામ લોકો સારી રીતે લે છે.

વસ્તી—આ તાલુકામાં ૨૮ ગામ છે. જેમાં ૫૯૫ ઘર છે, વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છે.

| | દે. | મૂ. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂપ. | ૪૩૪ | ૪૩૭ | ૭૪ | = | ૯૪૫ | ૧૯૪૯ |
| સ્ત્રી. | ૨૭૨ | ૪૩૫ | ૨૯૭ | = | ૧૦૦૪ | |

વેપાર ઉદ્યોગ—આ તાલુકામાં પુરૂષ વર્ગ પૈકી ૪૬૫ વેપાર કરે છે, ૬૫ નોકરીયાત છે, બાકીના બાળક, વિદ્યાર્થી, વૃદ્ધ. યાચક અને નિરૂદ્યમી છે.

દેરાસરો, ઉપાશ્રય, વીગેરે સંબંધી કાંઈ જાણવા જોગ હકીકત નથી. કલોલ નજીક સેરીસા ગામે આપણું પ્રાચીન દેરાસર જમીનમાં દટાએલું માલુમ પડે છે, અને તેને ખોદાવી કાઢવા ત્યાંના એક ગૃહસ્થે મહેનત કરી હતી, પણ તેનું કાંઈ સંતોષકારક પરીણામ આવ્યું જણાતું નથી.

આ તાલુકામાં પાઠશાળા, ધર્મશાળા પાંજરાપોળ, સભા મંડળ કાંઈ નથી.

આ તાલુકામાં—ઇંગ્રેજી જાણનારા ૩ છે, તે મેટ્રીક અને તેથી ઓછા અભ્યાસવાળા છે. (એક ગ્રેજ્યુએટ છે. મી૦ મયાચંદ ડાકટર L. M. & ~.)

કેળવણી. —ધાર્મિક જ્ઞાનમાં પંચ પ્રતિક્રમણ કરતાં વધારે જાણનારા તેમજ સંસ્કૃત જાણનાર કોઈ નથી.

**વસ્તી**—આ તાલુકામાં ૨૮ ગામ છે, તેમાં ૨૮૯ ઘર છે, વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છે.

| | કુ. | પ. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૩૧૬ | ૨૯૫ | ૫૦ | = | ૬૬૧ | ૧૨૯૫ |
| સ્ત્રી. | ૧૯૨ | ૩૩૪ | ૧૦૮ | = | ૬૩૪ | |

કલોલ શહેરમાં થોડા વર્ષ અગાઉ આપણી વસ્તી બીલકુલ નહોતી, પણ દીગંબરો તથા સ્થાનકવાસીઓની હતી, પરંતુ હાલમાં થોડાં ઘર આપણામાં ભળી ગયા છે, તેથી ત્યાં એક મોટું દેરાસર તથા ઉપાશ્રય બાંધવા સારૂ શેઠ મનસુખભાઈ ભગુભાઈ તરફથી સારો આશ્રય મળ્યો છે. દેરાસર તૈયાર થયું છે, ચાલુ સાલની માહ સુદિ ૫ મે તેમાં પ્રતિષ્ટા થવાની છે.

**વેપાર ઉધોગ**—આ તાલુકાના પુરૂષો પૈકી ૩૮૩ વેપાર કરે છે, ૩૧ નોકરીચાત છે, બાકીના બાળક, વિદ્યાર્થી, વૃદ્ધ, યાચક અને નિરૂદ્યમી છે.

# તાલુકો દહેગામ.

આ તાલુકો કડી પ્રાંતની અગ્નિ કોણમાં મહીકાંઠા એજન્સી અને અમદાવાદ જીલ્લાની વચ્ચે આવેલો છે, તેનું મુખ્ય શહેર દેહગામ છે. અમદાવાદથી અહીં સુધીની થર્ડ કલાસની ટીકીટના રૂા. ૦-૩-૬ બેસે છે. આ તાલુકામાં દેહગામથી ૬ મૈલ દૂર મગોડી કરીને ગામ છે, તે પ્રાચીન વખતમાં એક મોટું શહેર

હશે, એમ તે ગામ જોતાં. તથા તેનાં સીમાડાનાં નામો સાંભળતાં માલુમ પડે છે

દેરાસર—મગોડી ગામમાં મહાવીર સ્વામીનું એક જુનું દેરાસર છે. જેની બંધાવ્યાની શાલ સંવત ૧૩૭૩ ની છે, આ એક તીર્થ જેવું ગણાય છે.

પાઠશાળા—આ તાલુકાના દેહગામ શહેરમાં એક પાઠશાળા છે, તે સિવાય બીજા ગામમાં નથી

આ તાલુકામાં—ઇંગ્રેજીમાં મેટ્રીક અને તેથી ઓછા અભ્યાસવાળા માત્ર ૪ કેળવણી જણ છે, તેમાં મહુંદ્રામાં ૨ તથા બહીયલમા ૨ છે. તેમાં એક ગ્રેજ્યુએટ છે (મી. મહાસુખલાલ લક્ષ્મીચંદ બી. એ)

—ધાર્મિકમાં પંચ પ્રતિક્રમણ કરતાં વધારે જાણનાર ૪ માણસ છે, તેમાં ધારીસણામાં ૩ અને ચેખલાપગીમાં ૧ છે.

—સંસ્કૃત સાધારણ રીતે ૧ જણ જાણે છે, અને તે પ્રાંતિઆમાં છે.

વસ્તી—આ તાલુકામાં ૩૩ ગામ છે, જેમાં ૩૭૭ ઘર છે, વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છે

| | કુ | પ. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૫૧૮ | ૩૩૨ | ૫૫ | = | ૯૦૫ | ૧૬૭૩ |
| સ્ત્રી | ૨૬૦ | ૩૪૧ | ૧૬૭ | = | ૭૬૮ | |

વેપાર ઉદ્યોગ.—આ તાલુકામાં પુરૂષ વર્ગ પૈકી ૪૪૩ વેપાર કરે છે, ૪૪ નોકરીયાત છે, ૧૮ ખેતી કરે છે, બાકીના બાળક, વિદ્યાર્થી, વૃદ્ધ, યાચક અને નિરૂદ્યમી છે.

---

## તાલુકો આતરસુંબા.

આ તાલુકો ખેડા જીલ્લો, અમદાવાદ જીલ્લો, અને મહીકાંઠાની વચમાં દહેગામની દક્ષિણ દિશાએ આવેલો છે. આ તાલુકાના રસ્તાઓ ઘણાં ખરાબ છે, અને અહીં ઘણાં કોતર આવેલાં છે. આ તાલુકામાં અમદાવાદથી દહેગામ થઇને જવાય છે, ત્યાંથી ગાડાં, ઘોડા, ઊંટ વિગેરે ભાડે મળી શકે છે. બીજી તરફ અમદાવાદથી આણંદ થઇને ત્યાંથી રતલામ, ઉજ્જૈન રેલ્વેમાં બેસી ડાકોર ઉતરીને કપડવંજ જવાય છે, જે ત્યાંથી ૨૦ મૈલ દૂર છે, ત્યાંથી આતરસુંબા ૮ મૈલ થાય

મગરૂર થવાનું નથી તેમજ ઈંગ્રેજી અને ધાર્મિક કેળવણીમાં ૨ તથા ૦॥ ટકા પ્રમાણે અનુક્રમે સંખ્યા આવે છે, તેમાં પણ ખરેખર ઘણા પાછળ પડયા છીએ. પારસી કોમ જેવી નાની કોમમાં હજારોની સંખ્યામાં ગ્રેજ્યુએટો થયેલા છે, તેની સાથે સરખામણીમાં આ પ્રાંતમાં એકજ આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેટલાજ ૪ ગ્રેજ્યુએટો માલમ પડે છે, તેથી કંઇ મોટા પ્રમાણમાં આવા ગ્રેજ્યુએટો તૈયાર કરી શકાય તે બદલ આ પ્રાંતના આગેવાનોએ સતત્ પ્રયાસ કરવાની જરૂર છે. આ પ્રાંતના મોટા મોટા શહેરોમાં ઈંગ્રેજી પાંચ ધોરણ સુધી નીશાળો ખોલવામાં આવેલી છે, વિશનગરમાં છઠ્ઠા ધોરણ સુધી, તથા પાટણમાં હાઇસ્કુલ સુધી અભ્યાસ કરાવવામાં આવે છે, તેનો લાભ લેઇ કેળવણીના ઉત્તેજનાર્થે પ્રત્યેક જૈન વિદ્યાર્થિને સ્કોલરશીપ, ઇનામ વગેરેની યોજનાઓ તૈયાર કરી અભ્યાસના સાધનોમાં અનુકુળતા કરી આપવાની જવાબદારી આપણા આગેવાનોને માથેજ રહે છે.

ધાર્મિક કેળવણી જે દરેક માણસને લેવીજ જોઇએ તેના આંકડા તરફ જોતાં સર્વ કોઇને દીલગીરી થાય તે સ્વભાવિક છે. જો કે નવકાર જાણનારા પોણા ભાગના માણસો હશે. બે પ્રતિક્રમણ જાણનારા ભાગેજ દશમો ભાગ હશે અને પાંચ પ્રતિક્રમણ જાણનારા તો પચીસમો ભાગ પણ નજરે પડશે નહીં, તો પછી તે ઉપરાંતની કેળવણીમાં માત્ર બે આંકડાની સંખ્યામાં ગણત્રી આવે તે સ્વભાવિક છે. આ કેળવણી વધારવા તરફ પુર્ણ લક્ષ આપવાની આ પ્રાંતના જાણીતા ગૃહસ્થોની ખાસ ફરજ છે. ધર્મની કેળવણી લીધાથી ધર્મ અર્થ, કામ, અને મોક્ષ દરેક સાધનો પ્રાપ્ત કરી શકાય છે. એ સૂત્ર ધ્યાનમાં રાખીને અગ્રેસરો ધાર્મિક કેળવણી વધારવા તરફ લક્ષ આપશે, એવી આશા રાખીએ છીએ.

સ્ત્રી કેળવણીનું પ્રમાણ ૪ ટકાનું આવે છે, જે જીલ્લાની વસ્તી તરફ નજર કરતાં ઘણુંજ ઓછું છે. સ્ત્રીઓને કેળવવાની ઘણી જરૂર છે, જ્યાંસુધી તેઓ કેળવાશે નહીં, ત્યાંસુધી આપણી ઉન્નતિ થવામાં એક મોટો પથ્થર આડે આવવા બરોબર છે. તેઓ સુધરશે તો હવે પછીની થનાર પ્રજા ઘણી જલદીથી કેળવાશે. હાનીકારક દુષ્ટ રીવાજો જે કે આપણામાં જડ મૂળ ઘાલી બેઠા છે તે આપોઆપ બંધ થશે, અને પછી આપણને ઉન્નતિના બિંદુએ પહોંચવામાં ઢીલ થશે નહીં.

**પાંજરાપોળો.** આ પ્રાંતમાં પાંજરાપોળો ૧૦ અને જીવાતખાના ૭ છે, તેમાં માત્ર ૨ માં જૈનોની સાથે અન્ય ધર્મિઓ દેખરેખ રાખનારા માલમ પડે છે, બાકીનીમાં જૈનોજ દેખરેખ રાખે છે. આ પાંજરાપોળો પૈકી પાટણ, વિશનગર તથા મહેસાણાની પાંજરાપોળો સારી સ્થિતિમાં છે, અને તેમાં કાંઇક નિયમસર કામ ચાલતુ માલમ પડે છે, બાકીનીમાં

કાંઇ નિયમોજ નથી, માટે દરેક પાંજરાપોળો જો સારા નિયમસર ચલાવવામાં આવે તો ઘણી સારી સ્થિતિ ઉપર રહેવા સંભવ છે.

સભા મંડળ. આ પ્રાંતમાં ૬ સભા મંડળો છે, પરંતુ બધી નામનીજ છે, કોઇ પણ સભા કોઇ પણ જાતનું સંગીન કાર્ય કરી શકે તેમ નથી. માત્ર શ્રી જૈન શ્રેયસ્કર મંડળ તથા કાંઇક અંશે શ્રી હેમચંદ્રાચાર્ય જૈન સભા કાર્ય બજાવી રહેલ છે. દરેક સભાના કાર્યવાહકો પોતાના ગામના આગેવાન ગૃહસ્થોને સામેલ કરી કોમના સુધારા વધારા તરફ કામ કરવા પ્રયત્ન કરે તોજ તેવી સભાઓ સર્વ રીતે લાભદાયી નીવડે.

વસ્તી. આ પ્રાંતની વસ્તી સંબંધી ગામવાર આંકડાઓ આગળ આવી ગયા છે, તેમજ જ્ઞાતિવાર અને ગચ્છવાર આંકડાઓ પણ આવ્યા છે, તોપણ આ પ્રાંતમાં જેટલી જ્ઞાતિ અને જે જે ગચ્છ આવેલા છે, તેની મનુષ્યવાર સંખ્યા નીચે મુજબ છે:—

## જ્ઞાતિ.

| નંબર. | જ્ઞાતિનું નામ. | સંખ્યા. | નંબર. | જ્ઞાતિનું નામ. | સંખ્યા. |
|---|---|---|---|---|---|
| ૧ | વીશા ઓશવાળ ... ... | ૨૨૫૫ | ૧૧ | ભાવસાર ... ... ... | ૩૧૦ |
| ૨ | દશા " ... ... | ૫૬૩ | ૧૨ | કણબી... ... ... ... | ૩૮ |
| ૩ | વીશા શ્રીમાળી ... ... | ૯૪૦૧ | ૧૩ | ભોજક ... ... ... | ૪૪૯ |
| ૪ | દશા " ... ... | ૬૮૦૦ | ૧૪ | કંદોઈ... ... ... ... | ૨ |
| ૫ | વીશા પોરવાડ ... ... | ૩૯૭૯ | ૧૫ | પાંડે ... ... ... ... | ૧૮ |
| ૬ | દશા " ... ... | ૧૯૧૯ | ૧૬ | સુતાર... ... ... ... | ૧૬ |
| ૭ | હુંમડ ... ... ... ... | ૩ | ૧૭ | દરજી ... ... ... ... | ૬ |
| ૮ | મહાત્મા ... ... ... | ૭ | ૧૮ | રજપુત ... ... | ૩૮ |
| ૯ | સાળવી ... ... ... | ૨૫૯ | ૧૯ | મોઢઘાંચી ... ... ... | ૪ |
| ૧૦ | સાંડેસરા ... ... ... | ૧૫૯ | | | ૨૬૨૨૬ |

## ગચ્છ.

| નંબર. | ગચ્છનું નામ. | સંખ્યા. | નંબર. | ગચ્છનું નામ. | સંખ્યા. |
|---|---|---|---|---|---|
| ૧ | તપા ... ... ... ... | ૨૦૬૪૧ | ૯ | પાયચંદ ... ... ... | ૧૬૬ |
| ૨ | સાગર... ... ... ... | ૨૧૦૦ | ૧૦ | લોંકા ... ... ... ... | ૧૨૧ |
| ૩ | દેવસુર ... ... ... | ૧૦૫૬ | ૧૧ | વિજ્યાસર ... ... ... | ૮૭ |
| ૪ | અંચળ ... ... ... | ૯૦૯ | ૧૨ | ગૌતમ ... ... ... | ૩૯ |
| ૫ | પુનમીઆ ... ... ... | ૪૧૫ | ૧૩ | રાયસુર ... ... ... | ૩૭ |
| ૬ | વડીપોશાળ ... ... ... | ૨૨૯ | ૧૪ | ગોરક્ષ... ... ... ... | ૧૬ |
| ૭ | લોઢીપોશાળ ... ... | ૨૬૩ | ૧૫ | સાજી ... ... ... ... | ૩ |
| ૮ | ખડતર ... ... ... | ૧૭૪ | | | ૨૬૨૨૬ |

આ પ્રાંતમાં કુલ ૩૯૦ ગામ છે, જેમાં ૭૪૭૭ ઘર છે, તેમાં કુંવારા, પરણેલા, તથા વિધુરની સંખ્યા નિચે મુજબ છે:—

| | કુ. | પ. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૬૩૪૯ | ૫૬૧૬ | ૧૦૫૬ | = | ૧૩૦૨૧ | ૨૬૨૨૬ |
| સ્ત્રી. | ૩૬૭૯ | ૫૮૯૯ | ૩૬૨૭ | = | ૧૩૨૦૫ | |

કુંવારાની સંખ્યામાં વરાવેલા એટલે સગપણ કરેલાનો સમાવેશ કરવામાં આવ્યો છે. ઉપરના આંકડાઓ પૈકી વિધવાઓના આંકડા તરફ નજર કરતાં મોટા ખેદ સિવાય બીજો કાંઇ વિચાર ઉત્પન્ન થાય તેમ નથીજ. આનું કારણ શું? સુજ્ઞ પુરૂષો આના કારણોનો અભ્યાસ કરી આ પ્રમાણ ઘણું ઓછુ થાય તે તરફ ધ્યાન આપી રહયા છે, છતાં આ તકે તે સંબંધમાં બે બોલ લખવા ઉચીત ધારીએ છીએ. આમ થવાના નીચે પ્રમાણે કારણો છે.

બાળલગ્ન, વૃદ્ધવિવાહ, કન્યાવિક્રય,

ઉપર પ્રમાણેના દુષ્ટ રીવાજોને નાબુદ કરવામાં આવે તોજ આપણી કોમની ઉન્નતિ થાય. જો કે કાઠીઆવાડ કરતાં તો આ પ્રાંતમાં ઉપરના દુષ્ટ રીવાજો ઘણા ઓછા પ્રમાણમાં જણાય છે, તેનું કારણ માત્ર આ તરફ લગભગ દરેક ગામ

અમુક ગામડાઓના સંગાથે કન્યાના લેવડ દેવડમાં તથા ખાવા પીવાના વ્યવહારમાં એક ઘોળ ( સમુદાય ) ના રૂપમાં ( જેવાં કે સાત ગામનું પંચ, બેતાલીશી, સતાવીશી, પાંત્રીશી, બત્રીશી વીગેરે નામથી ઓળખાય છે, ) બંધાએલા છે, તેથી તેઓ પોતાની કન્યાઓ ઘોળ બહાર આપતા નથી, અને તેઓને કન્યાઓ પણ તેમાંથીજ મળી શકે છે, માટે ઉપરના રીવાજો ઘણે અંશે કમી છે, છતાં જે છે તે પણ તદન નાબુદ થવાની ખાસ જરૂર છે, અને તેમ કરવા સારૂ ઘણા રસ્તાઓ સુચવવામાં આવે છે, પરંતુ ટુકમાંજ તેનો એક રસ્તો અત્રે જણાવવો વધુ ઉપયોગી થઇ પડશે. તે રસ્તો આ છેઃ–કેળવણી લેવાથી લોકોને સારા નરસા સંબંધી જ્ઞાન થાય, અને પછી વેપાર ઉદ્યોગે લાગવાથી પોતાની આજીવીકાનું પુરૂં થતું હોય, તો એવો કોઇ પણ માણસ ન હોય કે આવા નીચ રીવાજો પસંદ કરે, માટે કેળવણી વધવાથી આવા દુષ્ટ રીવાજો આપોઆપ બંધ થઇ જવાનો સંભવ છે.

ઉપરના આંકડાઓમાં કુંવારી કન્યાઓ કરતાં કુંવારા પુરૂષોની સંખ્યા લગભગ પોણા બે ગણી થવા જાય છે, પરંતુ વિધવાઓની સંખ્યા વિધુર કરતાં લગભગ સાડાત્રણ ગણી છે, તે બાબત વિચાર કરવા જેવી છે.

આ પ્રાંતના કેટલાક ગામમાં જૈનો પોતાની કન્યાઓ અન્ય ધર્મીઓને આપે છે, અને તેઓની કન્યાઓ પોતે લેછે, એ કોઇ પણ રીતે યોગ્ય ગણાય નહીં. કેમકે નાનપણથી કન્યાઓને જેવા સંસ્કારો મળ્યા હોય, તેવો તેમનો વિચાર મક્કમ રીતે રહે, અને તેથી અન્ય દર્શનીઓની જે કન્યાઓ આપણા સમુદાયમાં આવે તેમને આપણી ધાર્મિક ક્રિયાઓમાં જોડાતાં ઘણોજ વખત લાગે; વળી આપણી બાળકીઓ કે જેમને નાનપણથીજ જૈન સંસ્કારો થયેલા હોય, અને જેમની જૈન ધર્મ ઉપર પુર્ણ દ્રઢતા થઇ હોય, તેમને બીજા પંથવાળાઓની સાથે સંબંધ રાખવામાં કેટલી અડચણો વેઠવી પડે છે, તેનું ભાન તેવા અનુભવવાળી બાળાઓનેજ થાય છે. તે સીવાય આપણા ધાર્મિક રીવાજોમાં પણ વખતો વખત ઘણી અડચણો આવે, તે ઉપરાંત બીચારી બાળાઓને એક ભવમાં બે ભવ કરવા વખત આવે છે, અને વખતે પોતાના સગાંઓ સાથે ધર્મના મતફેરને લીધે સખ્ત અણબનાવ થઇ આખો જન્મારો દુઃખી અને લાચાર હાલતમાં ગાળવો પડે છે, તેથી જ્યાં જ્યાં આવા રીવાજો ચાલતા હોય ત્યાંના આગેવાનોએ આ બદલ ઘટતો બંદોબસ્ત કરવાની આવસ્યકતા છે. પોતાની જ્ઞાતિ નાની હોય તો બીજી તરફના આપણા બંધુઓ સાથે સંબંધ બાંધવાની ગોઠવણ કરવી જોઇએ, અને તે અન્ય દર્શનીઓની સાથે સંબંધ રાખવા કરતાં વધારે ઉત્તમ થઈ પડે.

વેપાર ઉદ્યોગ—આ પ્રાંતમાં ૬૮૭૭ પુરૂષો વેપારી લાઇનમાં જોડાએલા છે, ૭૨૮ નોકરીયાત છે, ૪૩ ખેતીનો ધંધો કરે છે, બાકીનામાં બાળક, વિદ્યાર્થી, વૃદ્ધ, યાચક અને નિરૂદ્યમી છે.

આ પ્રાંતના પાટણ, વિશનગર, મહેસાણા, વડનગર, વીગેરે શહેરોના આપણા જૈન ભાઇઓ વેપાર અર્થે દૂર દેશાવર ગયેલા છે. બાકીના શહેરો અને ગામો વેપાર સંબંધી પછાત સ્થિતિમાં છે.

આ પ્રાંતમાં કેટલાક શહેરમાં જુદી જુદી જાતના કારખાનાઓ થોડા વર્ષમાં નીકળ્યાં છે, અને હજુ નીકળતાં જાય છે.

**રીતરીવાજો.** આ પ્રાંતના રીત રીવાજોના સંબંધમાં લખતાં એટલુ જણાવવું બસ થઇ પડશે, કે આપણી કોન્ફરન્સ હયાતીમાં આવ્યા પછી મોટા મોટા શહેરોમાં રડવા કુટવાનો, શ્રીમંત પ્રસંગે, તથા મરણ પ્રસંગે થતાં ખર્ચો કમી કરવાનો, મિથ્યાત્વી પર્વો જેવા કે હોળી, શીળ સાતમ વીગેરે માનવાનો, કેટલીક જ્ઞાતિઓમાં બારમા તેરમા કરવાનો વીગેરે રીવાજો કેટલેક અંશે કમી થવા લાગ્યા છે. લગ્ન સંબંધમાં કેટલીક ખરાબ રૂઢીઓ પ્રચલિત હતી તેમાં પણ સુધારો કરવામાં આવ્યો છે. કેળવણીની ખામીને લીધે આવા રીવાજો જલદીથી બંધ થઇ શકતા નથી.

આ પ્રાંતમાં વિધવાઓની ઉમરવાર સંખ્યા નીચે પ્રમાણે છે.

| ૨૦ વર્ષ અંદર. | ૨૦ થી ૩૦. | ૩૦ થી ૪૦. | ૪૦ ઉપરાંત. | કુલ. |
|---|---|---|---|---|
| ૧૧૯ | ૭૦૦ | ૯૩૪ | ૧૮૭૪ | =૩૬૨૭ |

ઉપર પ્રમાણે વિધવાઓ છે જેમાં અડધા કરતાં કાંઇક વધારે ભાગ મોટી ઉમરે પહોંચેલી વિધવાઓનો છે જ્યારે ચોથાભાગની વિધવાઓ આધેર અવસ્થાએ આવેલી છે. ભર યુવાવસ્થામાં વૈધવ્યનું દુઃખ ભોગવતી સ્ત્રીઓની પાંચમા ભાગ કરતાં સહેજ ઓછી સંખ્યા જણાઇ આવેછે. પોતાની ખીલતી યુવાવસ્થામાંજ કહો, અગર સંસારમાં દાખલ થવાના પ્રથમ પગથીએ કહો, ગમે તે કહો, પણ પોતાની જીંદગીની શરૂઆતમાંજ આવા વૈધવ્યનું અનિષ્ટ દર્શન થયેલું. આ સંખ્યા પણ ઘણી મો ગણી શકાય, તે સાથે તે ઉપરાંતની ઉમરવાળી વિધવાઓને પણ આવું વિધવાપણું કઈ ઉમરે પ્રાપ્ત થયું હશે, તે પણ વિચારવાનું છે.

આ વિધવાઓની સંખ્યાના આંકડા તરફ જોતાં ઘણી દીલગીરી અને નિરાશા ઉપજે એ સ્વાભાવિક છે, કારણકે કુલ સ્ત્રી સંખ્યાના ચોથ ભાગ કરતાં પણ વધારે છે.

| નંબર. | ગામનું નામ | કોનું રાજ્ય | નજીકનું સ્ટેશન યા મોટું ગામ તથા તેનાથી કેટલા માઇલ દૂર. | નજીકની પોષ્ટ ઓફીસ. | નજીકની તાર ઓફીસ. | દેરાસર સંખ્યા. | ઉપાશ્રય તથા પૌષધશાળા. | ધર્મશાળા. | પાઠશાળા. | જ્ઞાનખાતું પાંજરાપોળ. | સભા સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | તાલુકે નાની મારવાડ. | | | | | | | | | | |
| ૧ | ઇડર | મહીકાંઠા એજન્સી | ઇડર રોડ ૧૭ | ઇડર | ઇડર રોડ | ૬ | ૪ | ૫ | ૧ | ૧ | ૧ |
| ૨ | વડાલી | | ,, ,, ૨૨ | વડાલી | ,, ,, | ૨ | ૪ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૩ | ટીંટોઇ | | તલોદ સ્ટે. ૩૮ | ટીંટોઇ | તલોદ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૪ | અહમદનગર | | ઇડર રોડ | અહમદન૦ | ઇડર રોડ | ૪ | ૩ | ૨ | ૦ | ૦ | ૦ |
| ૫ | ખેડબ્રહ્મા | | ,, ,, ૧૩ | વડાલી | ,, ,, | ૨ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ |
| ૬ | દધાલીઆ | | તલોદ સ્ટે. ૩૦ | અહમદન૦ | તલોદ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૭ | ભાલુસણ | | ખેરાળુ ,, ૧૨ | સતલાસણ | ખેરાળુ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૮ | સતલાસણ | | ,, ,, ૧૫ | ,, | ,, | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૯ | પોસિના | | આબુ રોડ ૧૫ | કોટરાછા૦ | આબુ રોડ | ૫ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ |
| ૧૦ | મોઠા કોઠાસણ | | ખેરાળુ સ્ટે. ૧૫ | સતલાસણ | ખેરાળુ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૧ | ઊંડડી | | વડનગર ,, ૧૦ | વડનગર | વડનગર | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૨ | સુદાસણ | | ખેરાળુ ,, ૧૦ | સુદાસણ | ખેરાળુ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૩ | સાબલી | | ઇડર રોડ ૯ | કુકડીયા | ઇડર રોડ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૪ | દાંતા | | પાલણપુર સ્ટે. ૨૦ | દાંતા | પાલણપુર | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૫ | એકલારા | | વડનગર ,, ૧૧ | ઇડર | ઇડર | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૬ | હડાદ | | આબુ રોડ ૨૪ | અંબાજી | આબુ રોડ | ૧ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૭ | કુકડીઆ | | ઇડર ,, ૧૮ | કુકડીયા | ઇડર ,, | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૮ | જામલા | | ,, ,, ૬ | વખતાપુર | ,, ,, | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૯ | ગાંઠીઓલ | | ,, ,, ૨૦ | કુકડીયા | ,, ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૦ | બેરણા | | ,, ,, ૫ | અહમદન૦ | ,, ,, | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |

| ઘર સંખ્યા. | કુલ મનુષ્ય સંખ્યા. | પુરૂષ સંખ્યા. | | | | | | સ્ત્રી સંખ્યા. | | | | | | રીમાર્ક. (તીર્થસ્થળ, પુસ્તક ભંડાર, લાયબ્રેરી વિગેરે.) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ભણેલ. | | | અભણ. | | | ભણેલ. | | | અભણ. | | | |
| | | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | |
| ૧૬૬ | ૪૭૬ | ૯૯ | ૯૫ | ૨૨ | ૧૬ | ૦ | ૦ | ૨૮ | ૩૦ | ૨૨ | ૨૪ | ૬૮ | ૭૨ | લાયબ્રેરી તથા સાધારણ પુસ્તક ભંડાર છે. |
| ૧૮૪ | ૪૫૧ | ૧૦૬ | ૮૨ | ૨૫ | ૧૩ | ૦ | ૦ | ૩૦ | ૬ | ૮ | ૧૩ | ૮૨ | ૮૬ | |
| ૮૪ | ૨૩૭ | ૪૫ | ૪૨ | ૭ | ૧૦ | ૦ | ૦ | ૬ | ૦ | ૦ | ૨૭ | ૪૬ | ૫૪ | લાયબ્રેરી છે. |
| ૮૩ | ૧૮૩ | ૨૪ | ૪૭ | ૭ | ૭ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧૫ | ૪૭ | ૩૪ | |
| ૪૭ | ૧૧૬ | ૨૦ | ૨૬ | ૫ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૭ | ૨૬ | ૩૦ | |
| ૩૦ | ૧૦૪ | ૧૮ | ૨૪ | ૫ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૪ | ૨૪ | ૧૬ | |
| ૨૮ | ૮૦ | ૧૯ | ૧૦ | ૫ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૩ | ૧૦ | ૨૦ | |
| ૨૭ | ૫૫ | ૮ | ૯ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૬ | ૧૧ | ૧૮ | |
| ૨૪ | ૮૪ | ૨૧ | ૧૦ | ૨ | ૪ | ૦ | ૦ | ૨ | ૦ | ૦ | ૧૫ | ૧૦ | ૨૦ | અહીંઆ દેરાસરમાં પ્રાચીન શીલાલેખો છે. |
| ૨૪ | ૭૦ | ૧૫ | ૧૩ | ૬ | ૮ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૧૬ | ૮ | |
| ૨૨ | ૬૬ | ૧૩ | ૧૩ | ૩ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૯ | ૧૩ | ૧૪ | |
| ૧૫ | ૪૫ | ૮ | ૧૨ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૧૩ | ૮ | |
| ૧૩ | ૩૭ | ૧૧ | ૪ | ૫ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૪ | ૯ | |
| ૧૦ | ૪૭ | ૮ | ૧૦ | ૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૭ | ૧૨ | ૫ | |
| ૧૦ | ૩૮ | ૭ | ૭ | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૮ | ૮ | પુસ્તકાલય છે. |
| ૮ | ૩૮ | ૭ | ૭ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૫ | ૬ | ૧૩ | |
| ૮ | ૩૧ | ૭ | ૬ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૬ | ૫ | |
| ૮ | ૨૧ | ૬ | ૧ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૧ | ૭ | |
| ૮ | ૧૬ | ૪ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૪ | |
| ૭ | ૨૭ | ૬ | ૪ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૬ | ૪ | ૪ | |

| નંબર. | ગામનું નામ | કોનું રાજ્ય | નજીકનું સ્ટેશન યા મોટું ગામ તથા તેનાથી કેટલા માઈલ દૂર. | નજીકની પોષ્ટ ઓફીસ. | નજીકની તાર ઓફીસ. | દેરાસર સંખ્યા. | ઉપાશ્રય તથા પોષધશાળા. | ધર્મશાળા. | પાઠશાળા. | જ્ઞાનખાતું પાંજરાપોળ | સભા મંડળ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૧ | ટીંબા | જુદા જુદા ઠાકોરોનું. | ખેરાળુ સ્ટે. ૧૧ | સતલાસણ | ખેરાળુ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ |
| ૨૨ | હડીઓલ | | ઇડર રોડ ૬ | અહમદન૦ | ઇડર રોડ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૩ | અરોડા | | " " ૨૨ | ઇડર | " " | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૪ | ભુંડાસણ | | રણીઆલ સ્ટે. ૫ | આંબલીઆરા | રણીઆલ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૫ | મુડેટી | | ઇડર રોડ ૧૫ | વડાલી [શા | ઇડર રોડ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૬ | તારંગાજી | | ખેરાળુ સ્ટે. ૧૧ | સતલાસણ | ખેરાળુ | ૯ | ૦ | ૧૦ | ૦ | ૧ | ૦ |
| ૨૭ | મોહુડા | | ઇડર રોડ ૧૫ | હરસોલ | ઇડર રોડ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૮ | દેસોતર | | " " ૮ | ઇડર | " " | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૯ | ફલાસણ | | વડનગર સ્ટે. ૧૨ | વડનગર | વડનગર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૦ | રેચોડ | | " " ૧૨ | " | " | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૧ | જવાનપુર | | ઇડર રોડ ૧૨ | ઇડર | ઇડર રોડ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૨ | કમાલપુર | | વડનગર સ્ટે. ૨ | વડનગર | વડનગર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૩ | કેસરપુર | | ઇડર રોડ ૮ | ઇડર | ઇડર રોડ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૪ | ઓડા | | " " ૮ | " | " " | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૫ | મેઢાસણ | | " " ૧૫ | અહમદન૦ | " " | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૬ | વીરાવાડ | | " " ૫ | " | " " | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૭ | ચીત્રોડી | | " " ૨૨ | ઇડર | " " | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૮ | ડેરીઆ | | વડનગર સ્ટે. ૧૧ | વડનગર | વડનગર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૯ | રાવોલ | | ઇડર રોડ ૧૨ | ઇડર | ઇડર રોડ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪૦ | નેકોડા | | " " ૫ | અહમદન૦ | " " | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪૧ | કાંનપુર | | " " ૮ | વડાલી | " " | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪૨ | મહોવતપુરા | | " " ૮ | ઇડર | " " | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

| ઘર સંખ્યા. | કુલ મનુષ્ય સંખ્યા. | પુરૂષ સંખ્યા. | | | | | | સ્ત્રી સંખ્યા. | | | | | | રીમાર્ક. (તીર્થસ્થળ, પુસ્તક ભંડાર, લાયબ્રેરી વિગેરે.) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ભણેલ. | | | અભણ. | | | ભણેલ. | | | અભણ. | | | |
| | | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | |
| ૭ | ૨૨ | ૮ | ૩ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૩ | ૪ | |
| ૬ | ૧૯ | ૮ | ૪ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૪ | ૧ | |
| ૪ | ૮ | ૨ | ૨ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૦ | |
| ૩ | ૧૧ | ૧ | ૪ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૧ | |
| ૩ | ૬ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | |
| ૩ | ૩ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | તીર્થસ્થળ છે. |
| ૨ | ૨૩ | ૩ | ૬ | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૬ | ૨ | |
| ૨ | ૧૦ | ૧ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૩ | ૨ | |
| ૨ | ૮ | ૧ | ૨ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૨ | |
| ૨ | ૭ | ૦ | ૨ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૦ | |
| ૨ | ૬ | ૦ | ૨ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૦ | |
| ૨ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | |
| ૧ | ૯ | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૩ | ૦ | |
| ૧ | ૫ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | |
| ૧ | ૫ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | |
| ૧ | ૪ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | |
| ૧ | ૪ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | |
| ૧ | ૩ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | |
| ૧ | ૩ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | |
| ૧ | ૨ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | |
| ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | |
| ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | |

| નંબર. | ગામનું નામ | કોનું રાજ્ય | નજીકનું સ્ટેશન યા મોટું ગામ તથા તેનાથી કેટલા માઇલ દૂર. | નજીકની પોષ્ટ ઓફીસ. | નજીકની તાર ઓફીસ. | દેરાસર સંખ્યા. | ઉપાશ્રય તથા પોષધશાળા. | ધર્મશાળા. | પાઠશાળા. | જીવાતખાનું પાંજરાપોળ. | સભા મંડળ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪૩ | સમલાપુર | | ઇડર રોડ ૧૧ | ઈડર | ઇડર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪૪ | કુંભારીઆજી | | આબુ ,, ૧૩ | અંબાજી | આબુ રોડ | ૫ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ |
| | | | | | | ૫૦ | ૨૩ | ૨૧ | ૪ | ૨ | ૧ |
| ૨ | તાલુકે રેવર. | | | | | | | | | | |
| ૧ | રૂપાલ | જુદા જુદા ઠાકોરોનું. | ઇડર રોડ ૧૧ | અહમદન૦ | ઈડર રોડ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ |
| ૨ | મોહનપુર | | તલોદ સ્ટે. ૧૨ | મોહનપુર | તલોદ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩ | ઢુંઢોર | | ઇડર રોડ ૪ | અહમદન૦ | ઈડર રોડ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪ | અરપોદરા | | ,, ,, ૧૪ | મોડાસા | ,, ,, | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૫ | રણાસણ | | તલોદ સ્ટે. ૧૫ | હરસોલ | તલોદ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬ | હાથરોલ | | ,, ,, ૧૩ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૭ | કાબોદરા | | ,, ,, ૧૫ | મોહનપુર | ,, | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૮ | સરડોઇ | | ઈડર રોડ ૧૮ | સરડોઈ | ઈડર રોડ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૯ | એંદરોડા | | રાંધેજા સ્ટે. ૮ | રાંધેજા | રાંધેજા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૦ | વામોજ | | ઇડર રોડ ૭ | અહમદન૦ | ઇડર રોડ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૧ | મનોરપર | | ,, ,, ૮ | ,, | ,, ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૨ | બાકરોલ | | તલોદ સ્ટે. ૩૦ | મોડાસા | તલોદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૩ | ઢાંકરોલ | | ,, ,, ૧૬ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | | | | | | ૭ | ૫ | ૧ | ૦ | ૦ | ૦ |

| ઘર સંખ્યા. | કુલ મનુષ્ય સંખ્યા. | પુરૂષ સંખ્યા. | | | | | | સ્ત્રી સંખ્યા. | | | | | | રીમાર્ક. (તીર્થસ્થળ, પુસ્તક ભંડાર, લાયબ્રેરી વિગેરે.) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ભણેલ. | | | અભણ. | | | ભણેલ. | | | અભણ. | | | |
| | | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | |
| ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | તીર્થસ્થળ છે. |
| ૮૫૫ | ૨૩૮૫ | ૪૯૫ | ૪૬૧ | ૧૧૧ | ૮૮ | ૦ | ૧ | ૬૭ | ૩૬ | ૩૧ | ૧૯૪ | ૪૪૭ | ૪૫૪ | |
| ૪૧ | ૧૨૩ | ૨૩ | ૨૫ | ૬ | ૬ | ૦ | ૦ | ૧ | ૬ | ૦ | ૧૩ | ૨૦ | ૨૩ | |
| ૨૧ | ૧૩૪ | ૨૭ | ૨૮ | ૩ | ૭ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૨ | ૨૯ | ૧૮ | |
| ૧૨ | ૬૦ | ૧૩ | ૧૨ | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૫ | ૧૨ | ૪ | |
| ૮ | ૪૬ | ૪ | ૯ | ૧ | ૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૦ | ૧૧ | ૬ | |
| ૮ | ૩૨ | ૧૦ | ૫ | ૧ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૫ | ૬ | |
| ૭ | ૨૬ | ૬ | ૫ | ૦ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૫ | ૪ | |
| ૫ | ૩૫ | ૫ | ૮ | ૧ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૬ | ૯ | ૩ | |
| ૫ | ૨૪ | ૨ | ૫ | ૧ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૬ | ૬ | ૧ | |
| ૫ | ૧૯ | ૫ | ૫ | ૨ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૪ | ૧ | |
| ૩ | ૧૫ | ૧ | ૨ | ૧ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૨ | ૨ | |
| ૩ | ૧૩ | ૫ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૩ | ૧ | |
| ૨ | ૫ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | |
| ૨ | ૪ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૨ | |
| ૧૨૨ | ૫૩૬ | ૧૦૫ | ૧૦૭ | ૧૬ | ૩૬ | ૦ | ૦ | ૨ | ૭ | ૦ | ૮૪ | ૧૦૬ | ૭૩ | |

| નંબર. | ગામનું નામ | કોનું રાજ્ય | નજીકનું સ્ટેશન યા મોટું ગામ તથા તેનાથી કેટલા માઇલ દૂર. | નજીકની પોષ્ટ ઓફીસ. | નજીકની તાર ઓફીસ. | દેરાસર સંખ્યા. | ઉપાશ્રય તથા પોષધશાળા. | ધર્મશાળા. | પાઠશાળા. | જીવ.તખાનું પાંજરાપોળ. | સભા મંડળ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | તાલુકે વાત્રક કાંઠો. | | | | | | | | | | |
| ૧ | સાંઠબા | | તલોદ સ્ટે. ૩૩ | બાયડ | તલોદ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨ | આંબલીઆરા | | રખીઆલ ,, ૮ | આંબલીઆ | રખીઆલ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩ | તેનપુર | | ,, ,, ૮ | ,, [રા | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪ | લાલપુરા | | ,, ,, ૧૫ | નિર્માલી | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૫ | અંબોડ | | લીંબોદરા ,, ૩ | લીંબોદરા | લીંબોદરા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬ | ઊંટડા | | રખીઆલ ,, ૧૩ | આંબલીઆ | રખીઆલ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૭ | નિર્માલી | જુદા જુદા ઠાકોરોનું. | ,, ,, ૧૫ | નિર્માલી[રા | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૮ | પુનાદરા | | દહેગામ ,, ૧૦ | આતરસુંબા | દહેગામ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૯ | લીંબ | | રખીઆલ ,, ૭ | આંબલીઆ | રખીઆલ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૦ | વાસણા | | ,, ,, ૭ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૧ | વાસણા(બીજું) | | ,, ,, ૮ | [રા | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૨ | અમીયાપુર | | ,, ,, ૮ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | | | | | | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪ | તાલુકે બાવીસી. | | | | | | | | | | |
| ૧ | ડભોડા(વડો૦) | | ડભોડા સ્ટે. ૨ | ડભો૦(વડો. | ડભો૦(વડો. | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨ | વડોદરા (ડભો. | | ,, ,, | ,, | ,, | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

| નંબર. | ગામનું નામ | કોનું રાજ્ય | નજીકનું સ્ટેશન યા મોટું ગામ તથા તેનાથી કેટલા માઇલ દૂર. | નજીકની પોષ્ટ ઓફીસ. | નજીકની તાર ઓફીસ. | દેવાલય સંખ્યા. | ઉપાશ્રય તથા મસ્જીદ ના. | ધર્મશાળા. | પાઠશાળા. | ઉતારામાં પાંજરાપોળ | સભા કે ક્લબ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | સાદરા | | લીંબોદરા સ્ટે. ૩ | સાદરા | સાદરા | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪ | પાલુંદરા | | દહેગામ ,, ૬ | દહેગામ | દહેગામ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૫ | અમરાજીનું મુ- | | ,, ,, ૩ | ,, | ,, | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬ | કોઠા [વાડું | | ,, ,, ૭ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૭ | ખાનપર | | રખીઆલ ,, ૨ | રખીઆલ | રખીઆલ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૮ | વાસણા | | રાંધેજા ,, ૫ | રાંધેજા | રાંધેજા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૯ | રખીઆલ | | રખીઆલ ,, | રખીઆલ | રખીઆલ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૦ | રંગજીનું મુ૦ | | દહેગામ ,, ૩ | દહેગામ | દહેગામ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૧ | લવાડ | | ,, ,, ૩ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૨ | સલકી | | ,, ,, ૫ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૩ | સામેત્રી | [illegible] | રખીઆલ ,, ૨ | રખીઆલ | રખીઆલ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૪ | વાવોલ | | આદરજ મોટી,, ૩ | કલોલ | આદરજ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૫ | વટવા | | દહેગામ ,, ૬ | દહેગામ | દહેગામ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૬ | લીઓરા | | ,, ,, ૫ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૭ | વરધાભા૦ મુ૦ | | ,, ,, ૩ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૮ | બારડોલી | | ,, ,, ૬ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૯ | મુર્શીપર | | ,, ,, ૩ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૦ | કલ્યાણજીનુમુ- | | રખીઆલ ,, ૨ | રખીઆલ | રખીઆલ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૧ | લેકાવાડા[વાડું | | રાંધેજા ,, ૨ | પેથાપુર | રાંધેજા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૨ | ભુંડીયું | | ,, ,, ૨ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૩ | હરસોલી | | દહેગામ ,, ૬ | દહેગામ | દહેગામ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | | | | | | ૯ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ |

| ઘર સંખ્યા. | કુલ મનુષ્ય સંખ્યા. | પુરૂષ સંખ્યા. | | | | | | સ્ત્રી સંખ્યા. | | | | | | રીમાર્ક. (તીર્થસ્થળ, પુસ્તક ભંડાર, લાયબ્રેરી વિગેરે.) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ભણેલ. | | | અભણ. | | | ભણેલ. | | | અભણ. | | | |
| | | કું. | પ. | વિ. | કું. | પ | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | |
| ૨૯ | ૯૫ | ૧૪ | ૨૫ | ૧ | ૬ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૫ | ૨૭ | ૭ | |
| ૨૧ | ૮૮ | ૧૮ | ૨૧ | ૪ | ૭ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૦ | ૨૩ | ૫ | |
| ૧૪ | ૯૯ | ૨૩ | ૨૫ | ૩ | ૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૪ | ૨૩ | ૬ | |
| ૧૪ | ૪૬ | ૧૧ | ૮ | ૨ | ૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૯ | ૯ | ૨ | |
| ૧૩ | ૮૩ | ૨૧ | ૧૯ | ૧ | ૬ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૫ | ૧૯ | ૨ | |
| ૧૩ | ૪૬ | ૮ | ૯ | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૮ | ૯ | ૮ | |
| ૧૨ | ૪૮ | ૫ | ૧૨ | ૧ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૯ | ૧૨ | ૫ | |
| ૧૧ | ૪૨ | ૧૨ | ૮ | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૬ | ૮ | ૪ | |
| ૧૦ | ૪૨ | ૯ | ૧૧ | ૦ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૫ | ૧૨ | ૨ | |
| ૯ | ૪૫ | ૯ | ૮ | ૨ | ૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૮ | ૮ | ૫ | |
| ૭ | ૩૮ | ૬ | ૮ | ૧ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૦ | ૮ | ૧ | |
| ૫ | ૧૮ | ૩ | ૫ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૫ | ૩ | |
| ૪ | ૧૫ | ૫ | ૨ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૨ | ૧ | |
| ૩ | ૧૦ | ૪ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૦ | |
| ૨ | ૧૭ | ૨ | ૫ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૫ | ૧ | |
| ૨ | ૫ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૦ | |
| ૧ | ૫ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | |
| ૧ | ૪ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | |
| ૧ | ૩ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | |
| ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | જૈન વસ્તી નથી. |
| ૨૬૩ | ૧૧૫૨ | ૨૧૭ | ૨૬૫ | ૩૫ | ૮૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧૮૦ | ૨૭૮ | ૬૭ | |

(વડોદરા) સુધીની થર્ડ કલાસની ટીકીટના રૂ. ૦-૬ ૩ અને ચાંણોદ સુધીના રૂ. ૦-૯ ૩ બેસે છે.

૨ વડોદરાથી માસર રોડ સુધી જાય છે તેની થર્ડ કલાસની ટીકીટના રૂ. ૦-૭-૬ બેસે છે.

ડભોઇ ૧ ડભોઇથી વડોદરા (વિશ્વામિત્રી) તરફ જાય છે.

૨ ડભોઈથી મીયાંગામ જંકશન તરફ જાય છે.

૩ ડભોઇથી બોડેલી સુધી જાય છે.

૪ ડભોઈથી ચાંણોદ સુધી જાય છે.

**મીયાંગામ**—૧ મીયાંગામથી નીકળી ડભોઈ જંકશન થઇને બોડેલી સુધી જાય છે. મીયાંગામથી ડભોઇ સુધીની થર્ડ કલાસની ટીકીટના રૂ. ૦-૬-૯ અને બોડેલી સુધીના રૂ. ૦-૧૪-૩ બેસે છે.

આણંદ જંકશનથી એક લાઇન પેટલાદ તરપ્ થઇને ખંભાત સુધી જાય છે. આણંદથી પેટલાદ સુધીની થર્ડ કલાસની ટીકીટના રૂ. ૦-૩-૦ બેસે છે.

**જમીન.** આ પ્રાંતની જમીન ઘણે ભાગે સપાટ છે કોઇ કોઇ ઠેકાણે કોતરોઅને ટેકરા છે. બાજરો, ડાંગર, કોદરા વગેરે સાધારણ ધાન્યો ઘણું કરીને બધે ઠેકાણે થાય છે, પેટલાદ તાલુકાના ઉત્તર તરફના ભાગને ચરોતર કહે છે ત્યાંની જમીન ગોરાડુ ને રસાળ છે, તથા ઝાડ પણ પુષ્કળ છે. એમાં મુખ્ય પેદાશ તંબાકુની છે. ચોરંદા, શીનોર ને ડભોઇ મહાલની જમીન કાલી છે, એ ભાગને કાનમ કહે છે. તેમાં જુવાર ને કપાસ સારો થાય છે. ઉત્તર તરફનો સાવલી ને વાઘોડીઆ મહાલનો ભાગ ચોરાશી કહેવાય છે તેમાં મુખ્ય પેદાશ ડાંગરની છે. પાદરા તરફના ભાગને વાકળ કહે છે તેમાં બાજરી, શેરડી, કઠોળ ને તુવર પાકે છે. સંખેડા તાલુકાનો પૂર્વ તરફનો કેટલોક ભાગ જંગલ છે તેમાં સાધારણ ઇમારતી લાકડાં થાય છે, વલી એ મહાલમાં સોનગિરી તથા મોતીપરા ગામ આગલ પથ્થરની ખાણો છે તેમાંથી ઇમારતી કામના પથ્થર નીકળે છે.

**તાલુકા.** શ્રીમંત સરકારે રાજ્ય વ્યવસ્થા સારૂ આ પ્રાંતના ૧૨ મહાલ પાડેલા છે. પરંતુ તેમાંના ૪ મહાલમાં આપણી વસ્તીવાળાં ગામો ઘણાંજ થોડાં હોવાથી સગવડની ખાતર બીજા મહાલોમાં જોડી દેવામાં આવ્યા છે. તેથી આ ઠેકાણે નીચે પ્રમાણે તાલુકા પાડવામાં આવ્યા છે.

૧ વડોદરા, ૨ પેટલાદ, ૩ પાદરા, ૪ ચોરંદા, ૫ શીનોર, ૬ સંખેડા, ૭ ડભોઇ,

# તાલુકો વડોદરા.



આ તાલુકાનું મુખ્ય શહેર વડોદરા છે, જે વિશ્વામિત્રી નદીને કાંઠે છે, તેમાં ૧ લાખ ઉપરાંત માણસની વસ્તી છે. એ ગાયકવાડી રાજ્યનું મુખ્ય શહેર હોવાથી તેમાં શ્રીમંત ગાયકવાડ સરકારની રાજગાદી છે. શેહેરમાં સુધરાઇ ખાતું કાઢેલું છે, તેથી પ્રથમના કરતાં ઘણો સુધારો થયો છે, ને કેટલેક ઠેકાણે રસ્તા પણ પહોળા કરવામાં આવ્યા છે, તથા નવા નવા મકાનો તથા સડકો બાંધવામાં આવી છે, તેથી પ્રથમના કરતાં શેહેરની શોભામાં સારો વધારો થયો છે. કોઠીમાં તથા ન્યાય મંદિરના ભવ્ય મકાનમાં મુખ્ય મુખ્ય અધિકારીઓની કચેરીઓ છે. એ શિવાય શહેરમાં લક્ષ્મીવિલાસ રાજમહેલ, નજરબાગનો બંગલો, માંડવી ને તેની પાસેની સરકારવાડાની જૂની હવેલીઓ, કોલેજ, ડફરીન હોસ્પીટલ, મોતીબાગનો બંગલો, ચીમનાબાઈ ટાવર, શ્રીશિક્ષણપદ્ધતિ પાઠશાળા વગેરે કેટલીક જોવાલાયક ઇમારતો છે. સાર્વજનિક બાગ તથા રાજમહેલનો બાગ ઘણા મોટા ને જોવાલાયક છે. સાર્વજનીક બાગમાં ઘણું સુંદર સંગ્રહસ્થાન છે શહેર વચ્ચે સુરસાગર નામનું એક મોટું તળાવ છે, વળી આ શહેરમાં સાધારણ સુતરાઉ કાપડ તથા પાઘડીઓ થાય છે તથા વરાળયંત્રથી સુતર કાંતવાનો તથા વણવાનો મોટો સંચો છે.

સયાજી સરોવરમાંથી નળ વાટે લોકોને મીઠું પાણી પૂરૂં પાડવામાં આવે છે. મકરપુરા વડોદરા શહેરથી ૩ ગાઉ છેટે છે ત્યાં ગાયકવાડ સરકારનો રાજમહેલ છે તે જોવા લાયક છે.

રેલ્વે—ચાંપાનેર ને ડભોઇ રેલ્વેલાઇનની શાખા આ તાલુકાના કેલનપુર તથા વડોદરા શહેરના ગોવાગેટના સ્ટેશને થઇ મુંબઇ જનારી મોટી રેલ્વેને વિશ્વામિત્રી સ્ટેશને મળે છે.

**દેરાસર.** આ તાલુકામાં ૨૦ દેરાસર છે (જુઓ મંદિરાવળી પૃષ્ટ ૭૬ થી ૭૮) વડોદરા પ્રાંતની હદબહાર નજીકમાં આવેલા પ્રખ્યાત પાવાગઢના ડુંગર ઉપર છેવટમાં આપણું એકજ મંદિર રહ્યું હતું પણ ત્યાં આપણી જૈનની વસ્તી નહીં હોવાથી વ્યવસ્થા બરાબર નહીં સચવાયાથી આશાતના બહુ થતી હતી, ત્યારે ત્યાંથી મૂળ નાયક શ્રી ભીડભંજન પાર્શ્વનાથજી મહારાજની પ્રતિમાને વડોદરે લાવવામાં આવેલ છે, અને તે હાલમાં શ્રી દાદા પાર્શ્વનાથજી મહારાજના દેરાસરમાં બિરાજમાન છે.

ઉપાશ્રય તથા પૌષધશાળા—આ તાલુકામાં ઉપાશ્રય તથા પૌષધશાળા મળીને કુલ ૧૧ છે, તેમાં વડોદરામાં ૩ ઉપાશ્રય નીચે લખેલા ગચ્છના છે. તેમાં ૧ દેવસુર,

૧ અણસુર. ૧ સાગર. એકંદરે મકાનની સ્થિતિ સાધારણ છે.

ધર્મશાળા—આ તાલુકામાં એક ધર્મશાળા છાણી ગામમાં છે તેમાં કોઇપણ પ્રકારની સોઇ નથી. વડોદરા જેવા શહેરમાં પણ આવી ધર્મશાળા જેવું કાંઇ સાધન માલમ પડતું નથી.

પાઠશાળા—આ તાલુકાની ૩ પાઠશાળા વડોદરામાં છે તેનાં નામ નીચે પ્રમાણે:—

૧ શ્રી આત્મારામજી જૈન પાઠશાળા.

૧ „ „ „ કન્યાશાળા.

૧ „ „ „ સંસ્કૃત પાઠશાળા.

કેળવણી.—આ તાલુકામાં ધાર્મિક જ્ઞાનમાં પંચપ્રતિક્રમણ કરતાં વધારે જાણનારની સંખ્યા ૧૧ ની છે તે નીચે પ્રમાણે:—

વડોદરામાં—૩ પુરૂષ. ૬ સ્રી. અને છાણીમાં ૨ પુરૂષ.

—ઇંગ્રેજીમાં મેટ્રીક અને તેથી ઓછા અભ્યાસવાળાની સંખ્યા ૭૭ ની છે તે તળ વડોદરામાં છે, તેમજ નીચે લખેલા નામવાળા ૪ ગ્રેજ્યુએટ પણ વડોદરામાં છે:—

મી. બાલાભાઈ મગનલાલ એલ. એમ. એન્ડ એસ.

મી. મણીલાલ બાલાભાઇ બી. એ. એલ. એલ. બી.

મી કેશવલાલ બાલાભાઈ એલ. એમ. એન્ડ એસ.

મી. ચંદુલાલ બાલાભાઇ બી. એ.

—સાધારણ સંસ્કૃત જાણનારની સંખ્યા ૧૬ ની છે, તેમાં ૧૨ વડોદરામાં અને ૪ છાણીમાં છે.

**પાંજરાપોળ.** આ તાલુકામાં એક પાંજરાપોળ તળ વડોદરામાં છે, તેની દેખરેખ રાખનાર જૈનો સાથે અન્યધર્મીઓની કમીટી છે. વૈદની જોગવાઈ સારી છે. મકાનની સ્થિતિ સાધારણ છે. જાનવરોની સંખ્યા ૧૭૦૦ ના આશરે રહેછે. આ પાંજરાપોળને ગાયકવાડ સરકાર તરફથી પાદરા તાલુકાના પાટોદ ગામની કુલ ઉપજ દરસાલ મળે છે.

પુસ્તક ભંડાર.—આ તાલુકામાં એક પુસ્તકભંડાર છે, અને તે તળ વડોદરામાં છે તેની અંદર તાડપત્ર ઉપર પ્રાચીન અને અર્વાચીન પુસ્તકો છે તેની સાથે પુસ્તકાલય પણ છે.

સભા.—આ તાલુકામાં એક સભામંડળ છે જે વડોદરામાં છે, તેનું "જૈન સહ વિચાર મંડળ" એવું નામ રાખવામાં આવેલું છે પણ તેનું કામ હાલ બંધ છે.

વસ્તી.—આ તાલુકામાં ૩૬ ગામ છે, તેમાં ૫૬૧ ઘર છે, વસ્તીનું પ્રમાણ નીચે પ્રમાણે છે:—

| | કું. | પ. | વિ. | કુલ | |
|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૪૪૬ | ૪૮૮ | ૧૩૫ | = ૧૦૬૯ | ૨૦૯૬ |
| સ્ત્રી. | ૨૨૯ | ૪૮૬ | ૩૧૨ | = ૧૦૨૭ | |

તેમાં નીચે પ્રમાણે ઉમરવાર વિધવાઓની સંખ્યા છે:—

| ૨૦ વર્ષ અંદર | ૨૦ થી ૩૦ | ૩૦ થી ૪૦ | ૪૦ ઉપર | કુલ |
|---|---|---|---|---|
| ૧૨ | ૩૪ | ૮૭ | ૧૭૯ | = ૩૧૨ |

વેપાર ઉદ્યોગ.—આ તાલુકામાં પુરૂષવર્ગ પૈકી ૫૭૭ વેપાર કરે છે, ૧૨૪ નોકરી કરે છે, ૨ ખેતી કરેછે બાકીના બાળક, વિદ્યાર્થી, વૃદ્ધ અને નિરુદ્યમી છે.

---

## તાલુકો પેટલાદ.



આ તાલુકાનું મુખ્ય શહેર પેટલાદ છે, તેમાં દીવાની ફોજદારી કચેરી તથા રેવન્યુ ઓફીસ છે, તેમજ ઈંગ્રેજી, મરાઠી તથા ઉર્દુ અને ગુજરાતી સ્કૂલો છે. દવાખાનું અને સુધરાઇ ખાતું પણ છે. આ શેહેરમાં ૪ તલાવો છે, તેમાં ૨ બાંધેલાં છે. સૌથી મોટું તલાવ રામનાથ મહાદેવનું ઘણું રમણિક ને વિપુલ પાણીવાળું છે. આ ગામમાં મુસલમાનની વસ્તી વધારે છે. અહીં સુતર રંગવાનાં બે મોટા કારખાના છે, તેમજ કપાસ લોઢવાનાં બે જીન છે, પેટલાદના રેશમી ધોતીજોડા વખણાય છે અને તે ખાનદેશ તરફ (દક્ષિણમાં) જાય છે. આ તાલુકાના વસો ગામમાં સુતરાઉ વણાટ સારો થાય છે.

રેલ્વે—આ તાલુકામાં આણુંદ જંકશનથી રેલ્વેની ૧ શાખા ખંભાત સુધી લઈ જવામાં આવી છે, જે પેટલાદ થઇને જાય છે. આણંદથી પેટલાદ સુધીની થર્ડ કલાસની ટીકીટના રૂ. ૦-૩-૦ બેસે છે.

**દેરાસર**--આ તાલુકામાં ૨૧ દેરાસર છે ( જુઓ મંદિરાવળી પૃષ્ટ ૮૪ થી ૮૬.)

આ તાલુકામાં ઉપાશ્રય તથા પૌષધશાળ મળી ૧૪ છે, તેમાં ૪ ગચ્છવાર છે. પેટલાદમાં ૧ ઉપાશ્રય દેવસુરગચ્છનો તથા ૧ પૌષધશાળા દેવસુર **ઉપાશ્રય તથા** ગચ્છની ડેલીની કહેવાય છે. અને વટાદરામાં ૧ દેવસુર ગચ્છનો **પૌષધશાળા.** અને ૧ અંચળગચ્છનો એમ બે ઉપાશ્રય છે. આ તાલુકાના કાવીઠા ગામના જૈનોની સ્થિતિ સાધારણ હોવાથી તેમજ પૈસાની અગવડતાને લીધે ઉપાશ્રય માટે જગ્યા ભાડે રાખેલી છે.

**કેળવણી**--આ તાલુકામાં ધાર્મિકજ્ઞાનમાં પંચપ્રતિક્રમણ કરતાં વધારે જાણનાર ૧ છે. તે તળ પેટલાદમાં છે.

--ઇંગ્રેજીમાં મેટ્રીક અને તેથી ઓછા અભ્યાસવાળાની સંખ્યા ૨૯ ની નીચે લખેલા ગામોમાં છે. પેટલાદમાં, ૮ વસોપુરામાં, ૧૩ બાકીના પરચુરણ ગામોમાં છે.

--સાધારણ રીતે સંસ્કૃત જાણનાર ૧ પેટલાદમાં છે.

આ તાલુકામાં ૨ પાંજરાપોળ છે, ૧ પેટલાદમાં ને બીજી વસોપુરામાં છે, દેખરેખ જૈનો સાથે અન્યધર્મીઓ રાખે છે. પેટલાદની પાંજરાપોળના મકા- **પાંજરાપોળ.** નની સ્થિતિ સારી છે પણ વસોપુરાની પાંજરાપોળની સ્થિતિ સાધારણ છે. એકેમાં વૈદની જોગવાઈ નથી. પેટલાદમાં ૪૦ ને વસોપુરામાં ૨૦ ના આશરે જાનવરોની સંખ્યા છે.

**વસ્તી**—આ તાલુકામાં ૩૭ ગામ છે, તેમાં ૪૭૨ ઘર છે, વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છે:—

| | કું. | ૫. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૪૬૩ | ૪૧૫ | ૧૦૪ | = | ૯૮૨ | ૧૭૯૬. |
| સ્ત્રી. | ૧૯૫ | ૪૩૪ | ૧૮૫ | = | ૮૧૪ | |

તેમાં નીચે પ્રમાણે ઉમરવાર વિધવાઓની સંખ્યા છે:--

| ૨૦ વર્ષની અંદર | ૨૦ થી ૩૦ | ૩૦ થી ૪૦ | ૪૦ ઉપર | કુલ. |
|---|---|---|---|---|
| ૮ | ૩૧ | ૪૩ | ૧૦૩ | = ૧૮૫. |

**વેપાર ઉદ્યોગ**—આ તાલુકામાં પુરૂષ વર્ગ પૈકી ૪૯૩ વેપાર કરે છે, ૪૬ નોકરી કરે છે, બાકીના બાળક, વિદ્યાર્થી, વૃદ્ધ અને નિરૂદ્યમી છે.

# તાલુકો પાદરા.



આ તાલુકામાં મુખ્ય શહેર પાદરા છે. તેમાં ખાદી સારી થાય છે. અને દરાપુરા તથા બીજા ગામોમાં રંગવાનું કામ સારૂં થાય છે. વડોદરાથી (ગોવાગેટથી) પાદરા સુધીની રેલ્વે થર્ડ કલાસની ટીકીટના રૂ.-૩-૦ બેસે છે.

દેરાસર—આ તાલુકામાં ૧૧ દેરાસર છે. (જુઓ મંદીરાવલી પૃ. ૮૨)

ધર્મશાળા—આ તાલુકામાં બે ધર્મશાળા છે, તેમાંની ૧ પાદરામાં છે તે મહાજનની કહેવાય છે અને ૧ દરાપુરામાં છે તે દેવસુર ગચ્છની ડેલીની ધર્મશાળા કહેવાય છે.

પાઠશાળા—આ તાલુકામાં બે પાઠશાળા છે. ૧ પાદરામાં ને ૧ દરાપુરામાં છે તે બંને આત્મારામજી જૈનપાઠશાળાના નામથી ઓળખાય છે. પાદરાની પાઠશાળામાં વિદ્યાર્થીની સંખ્યા ૧૦૪ ના આશરે છે.

કેળવણી—આ તાલુકામાં ઈંગ્રેજીમાં મેટ્રીક અને તેથી ઓછા અભ્યાસવાળાની સંખ્યા ૩૭ ની નીચેના ગામોમાં છે ૩૩ પાદરામાં. ૨ દરાપુરામાં ૧ વડુમાં.

—સાધારણ સંસ્કૃત જાણનાર ૨ માણસ પાદરામાં છે.

પાંજરાપોળ. આ તાલુકામાં ૨ પાંજરાપોળ છે ૧ પાદરામાં ને ૧ દરાપુરામાં છે, તેની દેખરેખ જૈનો સાથે અન્યધર્મીઓ રાખે છે બંને પાંજરાપોળમાં વૈદની જોગવાઇ નથી. પાદરાની પાંજરાપોળના મકાનની સ્થિતિ સાધારણ છે. તેમાં જાનવરો ૧૦૦ ના આશરે રહે છે. દરાપુરાની પાંજરાપોળના મકાનની સ્થિતિ સારી છે, તેમાં જાનવરોની સંખ્યા ૪૦ ની છે.

પુસ્તકભંડાર— આ તાલુકામાં ૧ પુસ્તકભંડાર પાદરામાં છે તેમાં હસ્તલિખિત પુસ્તકોની સંખ્યા ૩૧૩ ની છે, અને તેની સાથે પુસ્તકાલય છે, તેમાં પુસ્તકોની સંખ્યા ૧૭૬ ની છે.

વસ્તી—આ તાલુકામાં ૩૭ ગામ છે તેમાં ૨૯૮ ઘર છે, વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છેઃ –

| | કું. | પ. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ | ૨૩૭ | ૨૦૭ | ૪૭ | = | ૪૯૧ | ૧૦૬૮ |
| સ્ત્રી. | ૧૫૫ | ૨૨૬ | ૧૯૬ | = | ૫૭૭ | |

ઉપર જણાવેલી વિધવાઓ નીચે પ્રમાણે ઉમરની છે;—

| ૨૦ વર્ષની અંદર | ૨૦ થી ૩૦ | ૩૦ થી ૪૦ | ૪૦ ઉપર | કુલ. |
|---|---|---|---|---|
| ૧૦ | ૩૮ | ૬૨ | ૮૬ = | ૧૯૬ |

વેપાર ઉદ્યોગ--આ તાલુકામાં પુરૂષવર્ગ પૈકી ૩૦૬ વેપાર કરે છે, ૩૧ નોકરી કરે છે, ૧ ખેતી કરે છે, બાકીના બાળક, વિદ્યાર્થી, વૃદ્ધ અને નિરૂદ્યમી છે.

---

## તાલુકો ચોરંદા.

આ તાલુકાનું મુખ્ય ગામ કરજણ છે, ત્યાં વહીવટદાર તથા ફોજદારની કચેરીઓ આવેલી છે.

**રેલ્વે.**--મીયાગામએ બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે સાથે ગાયકવાડ ડભોઈ રેલ્વેનું જંકશન છે. મીયાગામથી વડોદરા સુધીની થર્ડ કલાસની ટીકીટના રૂ૦-૩-૦ બેસે છે.

**દેરાસર.**—આ તાલુકામાં ૮ દેરાસર છે. (જુઓ મંદિરાવળી પૃ. ૮૦.)

આ તાલુકામાં ઉપાશ્રય, ધર્મશાળા, પાઠશાળા, કે સભામંડળ એમાંનું કાંઈ નથી.

**કેળવણી.**—આ તાલુકામાં ધાર્મિક જ્ઞાનમાં પંચ પ્રતિક્રમણ કરતાં વધારે જાણનારની સંખ્યા ૬ પુરૂષની છે અને તે મીયાગામમાં છે.

—ઇંગ્રેજીમાં મેટ્રીક અને તેથી ઓછા અભ્યાસવાળાની સંખ્યા ૯ ની મીયાગામમાં છે.

—સાધારણ રીતે સંસ્કૃત જાણનારની સંખ્યા ૧૫ ની છે.

**પાંજરાપોળ.** આ તાલુકામાં એક પાંજરાપોળ મીયાગામમાં છે, તેની દેખરેખ જૈનોજ રાખે છે. આ પાંજરાપોળમાં જાનવરોની સંખ્યા વધારે થાય ત્યારે વડોદરા અગર ભરૂચ મોકલવામાં આવે છે મકાનની સ્થિતિ સાધારણ છે. વૈદની જોગવાઈ નથી.

**પુસ્તકાલય.**—આ તાલુકામાં એક પુસ્તકાલય મીયાગામમાં છે, તેમાં ૩૦૦ ના આશરે પુસ્તકો છે.

**વસ્તી.**—આ તાલુકામાં ૪૧ ગામ છે, તેમાં ૩૦૧ ઘર છે. વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છે:—

| | કું. | પ. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૬૬ | ૯૧ | ૧૪ | = | ૧૭૧ | ૩૫૬ |
| સ્ત્રી. | ૫૧ | ૯૧ | ૪૩ | = | ૧૮૫ | |

ઉપર જણાવેલી વિધવાઓ નીચે પ્રમાણે ઉમરની છે:—

| ૨૦ વર્ષની અંદર | ૨૦ થી ૩૦ | ૩૦ થી ૪૦ | ૪૦ ઉપર | | કુલ. |
|---|---|---|---|---|---|
| ૦ | ૮ | ૧૩ | ૨૩ | = | ૪૪ |

**વેપાર ઉદ્યોગ**—આ તાલુકામાં પુરૂષવર્ગ પૈકી ૧૦૭ માણસ વેપાર કરે છે, ૨ નોકરી કરે છે, બાકીના બાળક, વિદ્યાર્થી, વૃદ્ધ અને નિરૂદ્યમી છે.

---

# તાલુકો સંખેડા.

આ તાલુકાનું મુખ્ય ગામ સંખેડા ઓર નદી ઉપર આવેલુ છે, તેમાં સોનેરી ખરીદીનું કામ સારૂં થાય છે. આ તાલુકાના સોનગીરીના ડુંગરમાં ધોળા પથ્થરની ખાંણ છે અને મોતીપુરામાં કાચા આરસપહાણની ખાણ છે.

તિલકવાડા એ નર્મદાનદી ઉપર આવેલું છે અને તે એજ નામના પેટા તાલુકાનું મુખ્ય ગામ છે.

આ તાલુકામાં દેરાસર, ઉપાશ્રય, પાઠશાળા, કે ધર્મશાળા વિગેરે કાંઈ નથી.

**કેળવણી**—આ તાલુકામાં ઇંગ્રેજીમાં મેટ્રીકથી ઓછા અભ્યાસવાળા ૩ છે, તેમાં ૧ બોડેલીમાં, ૧ વાડીઆમાં, અને ૧ અમરોલીમાં છે.

**વસ્તી**—આ તાલુકામાં ૧૦ ગામ છે, અને તેમાં ૨૭ ઘર છે. વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છે:—

| | કું. | પ. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ | ૨૮ | ૨૯ | ૨ | = | ૫૯ | ૧૦૩ |
| સ્ત્રી | ૧૧ | ૨૬ | ૭ | = | ૪૪ | |

ઉપર જણાવેલ વિધવાઓ નીચે પ્રમાણે ઉમરની છે:—

| ૨૦ વર્ષની અંદર | ૨૦ થી ૩૦ | ૩૦ થી ૪૦ | ૪૦ ઉપર | | કુલ |
|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૧ | ૬ | = | ૭ |

વેપાર ઉદ્યોગ—આ તાલુકામાં પુરૂષવર્ગ પૈકી ૩૪ વેપાર કરે છે, ૫ નોકરી કરે છે, બાકીના બાળક, વિદ્યાર્થી, વૃદ્ધ અને નિરૂદ્યમી છે.

---

## તાલુકો ડભોઈ.



આ તાલુકાનું મુખ્ય શહેર ડભોઇ છે, તેમાં ન્યાયાધીશની અને મુલ્કી તથા ફોજદારી કચેરીઓ છે. આ ગામને ફરતો મોટો કિલ્લો છે તે રાજા વિશળદેવે બંધાવેલો છે અને તે ઘણો જોવાલાયક છે. એ કોટને ૪ દરવાજા છે, તેમાં હીરાનામના દરવાજાની કારીગીરી ઘણી જોવાલાયક છે. તેમાંના શીલાલેખો વાંચી શકાતા નથી. ગામથી ૩ કોશ દૂર પથ્થરથી બાંધેલું અષ્ટકોણીયું ૧ તળાવ છે.

દંતકથા એમ પણ ચાલે છે કે આ શહેર પાટણના મહારાજા સિદ્ધરાજ જયસિંહે વસાવેલું છે અને પીલાજી ગાયકવાડે ગુજરાત સર કરતાં પહેલું આ શહેર લીધું હતું.

રેલ્વે. આ તાલુકામાં ડભોઇ એ રેલ્વેનું જંકશન છે ત્યાંથી ૧ લાઈન મીયાંગામથી બોડેલી સુધી જાયછે ને બીજી ચાંદોદથી બોભા સુધી જાયછે. ચાંદોદ અહીંથીજ જવાય છે ડભોઇથી વડોદરા સુધી (ગોવાગેટ)ની રેલ્વેની થર્ડ કલાસની ટીકીટના રૂ૦-૫-૯ બેસે છે.

ડભોઇમાં તાંબાપિતળનાં વાસણ તથા પાઘડીઓ બને છે. રૂ, અને કપાસનો વેપાર સારો ચાલે છે, તેમજ જીનીંગ ફેકટરી તથા રૂની પાકી ગાંસડી બાંધવાનો ૧ પ્રેસ છે.

આ તાલુકામાં રોવા કુટવા તથા ફરજીઆત ખર્ચો વિગેરે કુચાલ વિશેષ છે.

દેરાસર. આ તાલુકામાં ૧૧ દેરાસર છે, (જુઓ મંદિરાવળી પૃષ્ટ ૮૦ થી ૮૨) તેમાં ૯ દેરાસર ડભોઇમાં છે, તેમાંનું શામળાપાર્શ્વનાથનું દેરાસર સૌથી જુનું જણાય છે. ડભોઇમાં શ્રીમાળીવાડામાં લોઢણ પાર્શ્વનાથજીનું દેરાસર છે. આ દેરાસરમાં મૂળનાયકજીની પ્રતિમા વેલની છે. તે પ્રતિમાની હકીકત નીચે પ્રમાણે છે સાગરદત્ત નામના એક

# જનરલ રીપોર્ટ.

દેરાસર

આ જીલ્લામાં કુલ ૭૩ દેરાસરો આવેલા છે. તે પૈકી અડધા ભાગ ઉપરના સારી સ્થિતિમાં તેમજ ત્રીજા ભાગ જેટલા સાધારણ સ્થિતિમાં આવેલા છે અને ફક્ત ચૌદમાં ભાગ જેટલાજ જીર્ણ સ્થિતિમાં છે. તેથી આ જીલ્લાના દેરાસરની એકંદર સ્થિતિ તપાસતાં સંતોષકારક ગણી શકાય.

આ દેરાસરોમાંથી ૧૬ દેરાસરો વડોદરામાંજ આવેલા છે, તેમાં બે ભાગ સારી સ્થિતિમાં અને એક ભાગ સાધારણ સ્થિતિમાં છે.

આ જીલ્લામાં ડભોઇમાં લોઢણપાર્શ્વનાથજીનું તીર્થસ્થલ છે, જેની હકીકત આગળ આપવામાં આવી છે.

ઉપાશ્રય ધર્મશાળા.

આ જીલ્લામાં કુલ ૪૪ ઉપાશ્રય અને ૬ ધર્મશાળા છે. વડોદરા જેવા શેહેરમાં જૈની ધર્મશાળાનું સાધન જોવામાં આવતું નથી. આ ઉપાશ્રય અને ધર્મશાળા માંહેનો પાંચમો ભાગ સાધારણ અને જીર્ણ સ્થિતિમાં છે. ધર્મશાળાનો જુજ ભાગ પાઠશાળામાં અને બાકીનો જમણવારના કામમાં વપરાય છે, પરંતુ કોઇમાં વાસણ ગોદડાંની સવડ જણાતી નથી.

પાઠશાળા

આ જીલ્લામાં કુલ ૬ પાઠશાળા છે. તેમાં વડોદરા તળની પાઠશાળા બીજી પાઠશાળા કરતાં કાંઇક સારી સ્થિતિમાં છે. આ જીલ્લામાં વડોદરા તાલુકામાં છાણી ગામમાં પાઠશાળા છે. પણ તે નિયમિત નહીં હોવાથી તેમજ શિક્ષકની ખામીને લઇ તે આગલ છાપવામાં આવેલ નથી અને મીયાંગામમાં પણ એક પાઠશાળા છે, પરંતુ તે નામનીજ છે. આની અંદર છોકરાઓ અભ્યાસ કરતાં નથી, પણ થોડી કન્યાઓ અભ્યાસ કરે છે. તેમજ સંપ ઓછો હોવાથી પાઠશાળા સારા પાયાઉપર આવતી નથી, માટે સંપ થવાની જરૂર છે. ઉપરના કારણથી આ પાઠશાળા પણ આગલ આપવામાં આવી નથી. ડભોઈની પાઠશાળાનું ફંડ રૂપીઆ પાંચ હજારનું છે. તે ત્યાંના પ્રમાણમાં ઘણું સારૂં છે. અને તેના વ્યાજમાં પાઠશાલાનું ખર્ચ સારી રીતે ચાલી શકે તેવું છે. પણ કુસંપને લીધે તેમજ શિક્ષકની ખામીને લીધે આ પાઠશાળા પછાત છે. આ પાઠશાળા માટે શેઠ નેમચંદ તલકચંદે રૂ. ૧૫૦૦) ખર્ચી મકાન બંધાવી આપેલ છે. બીજી પાઠશાળા કરતાં આ જીલ્લાની પાઠશાળાઓમાં ધાર્મિક શિક્ષણની બહુ ખામી જોવામાં આવે છે, તો સુધારો થવાની જરૂર છે.

આ જીલ્લામાં કુલ ૭ પાંજરાપોળ છે તેમાંની ૧ ની દેખરેખ એકલા જૈનોજ રાખે છે અને બાકીની ૬ માં જૈનો સાથે અન્યધર્મીઓ પણ સામેલ

પાંજરાપોળ છે. ફક્ત વડોદરા સિવાય કોઇપણ પાંજરાપોળમાં વૈદની જોગવાઇ નથી. વડોદરા તથા પાદરાની પાંજરાપોળ મોટી છે. બાકીનીમાં જુજ સંખ્યાના જાનવરો રાખવામાં આવે છે તેમજ તે સાધારણ સ્થિતિની છે. આ પાંજરાપોળ માંહેની એકેની મકાનની સ્થિતિ જોઇએ તેવી સારી જણાતી નતી.

લાયબ્રેરી—આ જીલ્લામાં એકે લાયબ્રેરી નથી, પણ ફક્ત ત્રણ સાધારણ પુસ્તકાલય છે. તેની વીગત આગળ આપવામાં આવી છે. વડોદરા જેવા શહેરમાં પણ લાયબ્રેરીની ખામી છે.

પુસ્તકભંડાર—આ જીલ્લામાં કુલ ૩ પુસ્તકભંડારો માલૂમ પડ્યા છે, જેમાંથી વડોદરાના ભંડારમાં પ્રાચીન અને અર્વાચીન પુસ્તકો છે. આ સિવાય ૧ પાદરામાં અને ૧ ડભોઇમાં એ રીતે બે સાધારણ ભંડારો છે, જેની હકીકત તાલુકાવાર આપવામાં આવી છે.

સભામંડળ—આ જીલ્લામાં કુલ ૨ સભામંડળ છે, જેમાંની એક વડોદરામાં અને ૧ ડભોઇમાં છે. આ બન્ને સભાઓ હાલ નામનીજ છે. આ સભાઓનું કામ બંધ જોવામાં આવે છે. આપણી કોમમાં આવી રીતે ઘણી સભાઓ સ્થપાઇ બંધ થઇ જાય છે તે બીલકુલ શોભાકારક નથી. આવા ખાતાઓને પુર્નજીવન આપવાની આવશ્યકતા છે.

કેળવણી—આ જીલ્લામાં કુલે ભણેલા તથા અભણની સંખ્યા નીચે મુજબ છે:—

| | ભણેલ | અભણ | | કુલ | |
|---|---|---|---|---|---|
| પુરૂષ | ૩૨૦૩ | ૪૩૩ | = | ૩૬૩૬ | ૭૨૧૧ |
| સ્ત્રી | ૨૫૮ | ૩૩૧૭ | = | ૩૫૭૫ | |

| | ધાર્મિક | અંગ્રેજી | સંસ્કૃત | | કુલ | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ | ૨૫ | ૧૭૨ | ૩૦ | = | ૨૨૭ | ૨૩૧ |
| સ્ત્રી | ૪ | ૦ | ૦ | = | ૪ | |

| નંબર. | ગામનું નામ | કોનું રાજ્ય | નજીકનું સ્ટેશન યા મોટું ગામ તથા તેનાથી કેટલા માઈલ દૂર. | નજીકની પોષ્ટ ઓફીસ. | નજીકની તાર ઓફીસ. | દેરાસર સંખ્યા. | ઉપાશ્રય તથા પોષધશાળા. | ધર્મશાળા. | પાઠશાળા. | જીવાતખાતું પાંજરાપોળ. | સભા મંડળ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | તાલુકે પંચમહાલ. | | | | | | | | | | |
| ૧ | ગોધરા | ઈંગ્રેજ સરકારનું. | ગોધરા સ્ટે. | ગોધરા | ગોધરા | ૨ | ૨ | ૦ | ૧ | ૧ | ૦ |
| ૨ | લુણાવાડા | | ,, ,, ૨૫, | લુણાવાડા | ,, | ૧ | ૪ | ૦ | ૦ | ૧ | ૦ |
| ૩ | વેજલપુર | | ,, ,, ૪, | વેજલપુર | વેજલપુર | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪ | દાહોદ [આ | | દાહોદ ,, | દાહોદ [આ | દાહોદ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૫ | દેવગઢબારી- | | પીપલોદ ,, ૧૨, | દેવગઢબારી | પીપલોદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬ | સુથરામપુર | | સુથરોડ ૩૦, | રામપુર | સુથરોડ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૭ | પરોલી | | વેજલપુર સ્ટે. ૯ | પરોલી | વેજલપુર | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | | | | | | ૬ | ૮ | ૦ | ૧ | ૨ | ૦ |

| ઘર સંખ્યા. | કુલ મનુષ્ય સંખ્યા. | પુરૂષ સંખ્યા. | | | | | | સ્ત્રી સંખ્યા. | | | | | | રીમાર્ક. (તીર્થસ્થળ, પુસ્તક ભંડાર, લાયબ્રેરી વિગેરે.) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ભણેલ. | | | અભણ. | | | ભણેલ. | | | અભણ. | | | |
| | | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | |
| ૧૪૬ | ૫૬૩ | ૭૫ | ૧૪૦ | ૩૦ | ૩૯ | ૦ | ૦ | ૧૫ | ૫ | ૩ | ૬૯ | ૧૩૩ | ૫૪ | પુસ્તકાલય છે. |
| ૮૮ | ૨૫૩ | ૨૯ | ૫૯ | ૧૫ | ૧૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૮ | ૫૫ | ૬૪ | |
| ૫૧ | ૨૪૨ | ૩૮ | ૬૦ | ૮ | ૧૦ | ૦ | ૦ | ૧૮ | ૩ | ૧ | ૨૫ | ૬૩ | ૧૬ | પુસ્તકાલય છે. |
| ૧૯ | ૭૦ | ૧ | ૧૫ | ૨ | ૮ | ૦ | ૦ | ૨ | ૦ | ૦ | ૯ | ૧૫ | ૮ | |
| ૪ | ૨૦ | ૩ | ૫ | ૩ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૫ | ૩ | |
| ૪ | ૧૧ | ૧ | ૪ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૧ | |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | જૈન વસ્તી નથી. |
| ૩૧૨ | ૧૧૫૯ | ૧૫૭ | ૨૮૩ | ૫૮ | ૭૨ | ૦ | ૦ | ૩૫ | ૮ | ૪ | ૧૨૧ | ૨૭૫ | ૧૪૬ | |

| નંબર. | ગામનું નામ. | જ્ઞાતિ. | | | | | | ગચ્છ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વી. ઓ. | વી. શ્રી. | દ. શ્રી. | વી. પો. | દ. પો. | પરચુરણ. | તપા. | સાગર. | દેવસુર. | પરચુરણ. |
| ૧ | તાલુકે પંચમહાલ. | | | | | | | | | | |
| ૧ | ગોધરા | ૦ | ૫૫૫ | ૩ | ૦ | ૩ | લા. ૨, | ૫ | ૦ | ૩ | અ. ૫૫૫, |
| ૨ | લુણાવાડા | ૦ | ૨૫૩ | ૦ | ૦ | ૦ | | ૨૫૩ | ૦ | ૦ | |
| ૩ | વેજલપુર | ૦ | ૨૪૨ | ૦ | ૦ | ૦ | | ૦ | ૦ | ૦ | અ. ૨૪૨, |
| ૪ | દાહોદ | ૩૩ | ૮ | ૦ | ૦ | ૦ | વી. ની. ૨૪, દ. [ હે. ૫, | ૨૨ | ૦ | ૦ | અ. ૧૨, અં. ૧૨, [ પા. ૧૫, પા. ૯, |
| ૫ | દેવગઢબારીઆ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | વી. ની. ૨૦, | ૦ | ૦ | ૦ | અં. ૨૦, |
| ૬ | સુથરામપુર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | વી. વા. ૧૧. | ૧૧ | ૦ | ૦ | * |
| | | ૩૩ | ૧૦૫૮ | ૩ | ૦ | ૩ | ૬૨ | ૨૯૧ | ૦ | ૩ | ૮૬૫ |

# જીલ્લો પંચમહાલ.



આ જીલ્લો ઇંગ્રેજ સરકારના તાબામાં છે. પંચમહાલ ખાતે ઈલાયદો કલેકટર નીમેલ છે, અને તે ગવર્નર તરફનો પંચમહાલ અને રેવાકાંઠાનો એજંટ પણ છે. આ અધિકારી સરકારી ઉપજ ખર્ચનો હિસાબ રાખે છે આ જીલ્લો ઇંગ્રેજ સરકારના હસ્તકમાં આવ્યા અગાઉ આલીજા બહાદુર સિંધિયા સરકારના તાબામાં હતો. તેઓના તરફથી આ ભાગ ઘણી ખરી વખતે ઇજારે અપાતો હતો, ત્યારે રાજ્યવ્યવસ્થા હાલના જેવી સારી ન હોતી આ જીલ્લાના દાહોદ કસબામાં ઔરંગઝેબ બાદશાહનો જન્મ થયો હતો.

આ જીલ્લામાં આવેલા પાવાગઢ પર્વતની તળેટીમાં હાલ ચાંપાનેર કરીને ગામ છે. જે સંવત ૮૦૬ માં વસ્યું હતું. તેનો વસાવનાર મૂળ પુરુષ ચાંપો નામનો વાણિયો ગુજરાતના રાજા વનરાજ ચાવડાનો કારભારી હતો. તે સંબંધીનો કાંઇક ઇસારો કુમારપાળ પ્રબંધમાં છે. વિક્રમસંવત ૧૬ મા સૈકામાં આ શહેરની જાહોજલાલી હતી અને આ શહેર બહુ મોટું હતું પણ આશરે બસે અઢીસેં વર્ષથી તે ભાગ્રી ગયું છે. હાલમાં આ જગ્યા સેનીટેરીયમ તરીકે વપરાય છે. પ્રાચીન સમયમાં આ પાવાગઢના ડુંગરમાંથી અમૂલ્ય વનસ્પતિઓ નામે જલાધતરણ અને શસ્ત્રસંરક્ષક એવી બે વનસ્પતિઓ શ્રીપાળમહારાજને મળી હતી. આ ઉપરથી પાવાગઢ પણ અમૂલ્ય વનસ્પતિનું સ્થાન અસલથી છે, એમ સિદ્ધ થાય છે.

પ્રથમ ત્યાં આપણાં શ્વેતાંબરી મંદિરો હતાં તેથી તે તીર્થ તરીકે ગણાતું હતું. પણ હાલમાં ત્યાં એકે દેરાસર નથી. છેવટમાં ત્યાં એક શ્વેતાંબર જૈન મંદિર હતું પણ તેની વ્યવસ્થા બરાબર ન રહેવાથી મૂળ નાયકશ્રી ભીડભંજન પાર્શ્વનાથજી મહારાજની મૂર્તિ વડોદરે લઇ જવામાં આવેલી છે અને તે શ્રી દાદા પાર્શ્વનાથજી મહારાજના મંદિરમાં બિરાજમાન છે. તે મંદિરની કાંઇપણ શિલિક હતી તે કપડવંજમાં જમે હોવાનું સંભળાય છે. ત્યાં હાલમાં જૈન શ્વેતાંબરની વસ્તી નથી.

**સીમા.** બારીઆના રાજ્યથી પંચમહાલના બે વિભાગ થયેલા છે. નૈરૃત્ય કોણના ભાગની ઉત્તરે લુણાવાડા, સુંથ અને સંજેલી આવેલાં છે. પૂર્વે બારીઆનું રાજ્ય, દક્ષિણે ગાયકવાડનો મૂલક, તથા મહીનદી છે. તે નદી ખેડા જીલ્લાથી પંચમહાલને જુદો પાડે છે. ઇશાન કોણના ભાગની ઉત્તરે કીશોદી અને કીશનગઢનાં રાજ્ય, પૂર્વે માળવાનો પશ્ચિમ ભાગ અને પશ્ચિમે સુંથ, સંજેલી અને બારીઆ છે.

આ જીલ્લાનો સારી રીતે બંદોબસ્ત જળવાઇ રહે તે માટે જો કે સરકારે નીચે પ્રમાણે મુખ્ય ૩ તાલુકા અને ૨ પેટામહાલો રાખેલા છે, પરંતુ તે દરેકમાં આપણી વસ્તીવાળાં ગામ પુરતી સંખ્યામાં નહીં હોવાથી સવડની ખાતર અમે આખા જીલ્લાના ગામો ભેગાં આપ્યાં છે.

| તાલુકો | પેટામહાલ. |
| --- | --- |
| ગોધરા | ગોધરા અને સેહેરો. |
| કાલોલ | કાલોલ, હાલોલ અને વેજલપુર |
| દાહોદ | દાહોદ અને ઝાલોદ. |

ગોધરા અને દાહોદમાં સબાર્ડિનેટ જડજ તથા મામલતદારની કચેરીઓ છે.

આ જીલ્લામાં બી. બી. એન્ડ સી. આઇ. રેલવેની શાખાઓ આવેલી છે. તે ગોધરા જંકશન આગળ ભેગી થાય છે, જેમાંની એક 'રેલવે' વડોદરા તરફ ચાલી જાય છે અને ત્યાંથી મુંબઈ જવાય છે. બીજી લાઈન આણંદ તરફ જાય છે, જ્યાંથી અમદાવાદ અને ગુજરાત તથા કાઠિયાવાડના ભાગમાં જઈ શકાય છે.

| | | | | | | | |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| ગોધરાથી | વડોદરા | સુધીની | થર્ડ કલાસ | ટીકીટના | રૂ. | ૦–૮–૬ | બેસે છે. |
| ,, | આણંદ | ,, | ,, | ,, | ,, | ૦–૯–૩ | ,, |
| ,, | રતલામ | ,, | ,, | ,, | ,, | ૧–૫–૬ | ,, |

આ જીલ્લામાં ગોધરા અને દાહોદ બંને વેપારી મથકો હોવાથી ગોધરાથી દાહોદ સુધીની થર્ડ કલાસની ટીકીટના રૂ. ૦–૮–૬ બેસે છે.

આ જીલ્લામાં ૬ દેરાસરો છે. (જુઓ મંદિરાવળી પૃષ્ટ ૯૨થી ૯૪) તેમાં ૧ દેરાસર વેજલપુરથી ૬ ગાઉ દૂર પરોલી ગામમાં છે. ત્યાં શ્રી નેમનાથજી

**દેરાસર.**

(સાચાદેવજી) નું દેરાસર પાષાણનું શિખરબંધી છે. પરોલી ગામમાં જૈનની વસ્તી નથી. અહીંના દેરાસરના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે પરોલી ગામથી ૩ ગાઉ ઉપર આવેલા ગામ આગળ જે દેરાસર છે તેમાં પ્રથમ શ્રીનેમનાથજી મહારાજને પધરાવેલા હતા. પરંતુ કાંઇ કારણસર પછવાડેથી નજીકના કોતરમાં ભંડારી દેવામાં આવ્યા હતા. અને આ દેરાસરમાં પાછળથી શીવલિંગની મૂર્તિ બેસાડી દેવામાં આવેલી છે. ત્યારબાદ કેટલાક વખત પછી દૈવિક પ્રભાવથી છાણીના કોઇ ગૃહસ્થને સ્વપ્નું આવ્યું હતું, જેણે આવીને નજીકની કઇડ નદીમાં જ્યાં ભગવાન દટાએલા હતા ત્યાંથી બહાર કાઢયા અને તેઓએ પોતાના ગામમાં લાવવાની કોશિષ કરી પણ પરોલીના ઠાકોરે ના કહેવાથી તેણે પરોલી ગામમાં દેરાસર બંધાવ્યું અને ત્યાં પ્રતિમા પધરાવી પરોલીના ઠાકોર તરફથી ત્યાંના બ્રાહ્મણોને આશરે ૨૫ વીઘા જમીન આપી પુજારી તરીકે રાખેલ છે તેઓ ૧૨ માસે બદલાય છે. તેમાંથી

જે પુજારી તરીકે કામ કરે તે ઉપર જણાવેલી જાગીરની ઉપજ ખાય છે. આ ગામમાં જૈનની વસ્તી બીલકુલ નહીં હોવાથી તેમાં આશાતના ઘણી થાય છે. ફાગણ શુદ ૧૫ અને ફાગણ શુદ ૧૧ ના દિવસોએ અન્યધર્મિઓ બિભત્સ શબ્દો બોલવા ઉપરાંત ભીલ લોકો તેની અંદર બેશી દારૂ પીએ છે, વળી બ્રાહ્મણ પુજારી હોવાથી મૂળ નાયકની બે બાજુંએ ગભારામાં રાધા કૃષ્ણ અને હનુમાનજીની મૂર્તિઓ બેસાડી છે. આ દેરાસર જીર્ણ સ્થિતિમાં છે. કારતક શુદ ૧૫ ઉપર નજીકના જૈન સંઘ પણ આવે છે. આ દેરાશરમાં કેશર, સુખડ, ધ્વજા વીગેરે વેજલપુરના સંઘ તરફથી આપવામાં આવે છે.

ઉપાશ્રય તથા ધર્મશાળા-આ તાલુકામાં ૮ ઉપાશ્રય છે, તેમાં અરધ ભાગની સ્થતિ સારી છે, બાકીની સાધારણ અને જીર્ણ છે. આ તાલુકામાં એકે ધર્મશાળા જૈનની જોવામાં આવતી નથી.

પાઠશાળા-આ તાલુકામાં ૧ સાધારણ પાઠશાળા ગોધરામાં છે, કારણકે તેની અંદર ધાર્મિક શિક્ષણ જોઇએ તેવું અપાતું નથી

પાંજરાપોળ--આ તાલુકામાં બે પાંજરાપોળ છે, તેમાં દેખરેખ રાખનારા જૈનો સાથે અન્યધર્મિઓ છે, વૈદની જોગવાઈ નથી. મકાનની સ્થીતિ સાધારણ છે.

કેળવણી—આ તાલુકામાં કુલે ભણેલ તથા અભણની સંખ્યા નીચે મુજબ છેઃ-

| | ભણેલ. | અભણ. | | કુલ. | |
|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૪૯૮ | ૭૨ | = | ૫૭૦ | ૧૧૫૯ |
| સ્ત્રી. | ૪૭ | ૫૪૨ | = | ૫૮૯ | |

| | ધાર્મિક. | ઇંગ્રેજી. | સંસ્કૃત. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૨૦ | ૨૨ | ૨ | = | ૪૪ | ૫૧ |
| સ્ત્રી. | ૭ | ૦ | ૦ | = | ૭ | |

ઉપરના આંકડા તપાસતાં જણાય છે કે પુરૂષો ૮૭ ટકા જેટલા ભણેલ છે, અને ૧૨॥ ટકા જેટલા તદ્દન અભણ છે. આ ભણેલાઓમાં કેટલાક સાધારણ જ્ઞાનવાળા અને કેટલાક લખી વાંચી શકે તેવા છે. તેમજ થોડો ભાગ સારૂ જાણનાર છે. એકંદરે સંતોષકારક ગણી શકાય.

સ્ત્રી કેળવણીનું પ્રમાણ જોતાં ૭॥ ટકા જેટલી છે અને બાકીની તદન અભણ છે. એકંદરે બીજા જીલ્લાઓ કરતાં સાધારણ છે.

ધાર્મિક—ધાર્મિક અભ્યાસમાં પંચપ્રતિક્રમણ કરતાં વધારે ભણેલાની સંખ્યા તરફ નજર કરતાં પુરૂષ વર્ગમાં ૨૦ માણસો અને સ્ત્રી વર્ગમાં ૭ સ્ત્રીઓ છે, તેવીજ

રીતે પંચપ્રતિક્રમણ અને બેપ્રતિક્રમણ તરફ તપાસતાં પંચપ્રતિક્રમણ જાણનાર ૨૬ પુરૂષ અને ૧૪ સ્ત્રી છે, બેપ્રતિક્રમણ જાણનાર ૩૬ પુરૂષ અને ૪૨ સ્ત્રી છે. આવી રીતે ધાર્મિક જાણનારાઓની કુલ સંખ્યા વસ્તીના પ્રમાણમાં સેંકડે ૧૨ાા ટકા જેટલી છે. તે સરેરાસ તપાસતાં સંતોષકારક ગણી શકાય.

ઇંગ્રેજી—ઇંગ્રેજીમાં મેટ્રીક અને તેથી ઓછા અભ્યાસવાળાની સંખ્યા ૨૨ ની નીચે પ્રમાણેના ગામોમાં છે. ૧૮ ગોધરામાં, ૨ લુણાવાડામાં, ૨ વેજલપુરમાં, આ શિવાય ત્રણ ગ્રેજ્યુએટ ગોધરામાં છે. તેના નામ નીચે પ્રમાણેઃ--

મી. મહાસુખરામ નરસીદાસ બી. એ. એલ એલ. બી. મી. દલસુખભાઇ લલુભાઇ બી. એ. મી. મહાસુખ મનસુખલાલ બી. એ.

ઉપર પ્રમાણે ઇંગ્રેજી જાણનારની સંખ્યા સેંકડે ૨ ટકા જેટલી છે, તો વધારે થવાની જરૂર છે.

સંસ્કૃત—સાધારણ રીતે સંસ્કૃત જાણનારની સંખ્યા ૨ ની ગોધરા ગામમાં છે

વસ્તી—આ જીલ્લાની અંદર જૈનની વસ્તી થોડા ગામમાં હોવાથી પંચમહાલ એજ તાલુકો પાડવામાં આવેલ છે, તેમજ તેના જ્ઞાતિ અને ગચ્છવાર આંકડાઓ આગળ તારવણીમાં આપી ગયા છીએ તોપણ એકંદરે મનુષ્ય સંખ્યાના આંકડા જ્ઞાતિ અને ગચ્છવાર નીચે પ્રમાણે છેઃ–

## જ્ઞાતિ.

| નંબર. | જ્ઞાતિનું નામ. | સંખ્યા. | નંબર. | જ્ઞાતિનું નામ. | સંખ્યા. |
|---|---|---|---|---|---|
| ૧ | વીશા ઓશવાળ... ... | ૩૩ | ૬ | વીશા નીમા ... ... | ૪૪ |
| ૨ | વીશા શ્રીમાળી ... ... | ૧૦૫૮ | ૭ | વીશા વાગડીઆ ... ... | ૧૧ |
| ૩ | દશા શ્રીમાળી ... ... | ૩ | ૮ | દશા દેશાવાળ ... ... | ૫ |
| ૪ | દશા પોરવાડ ... ... | ૩ | | | |
| ૫ | ભાવસાર ... ... ... | ૨ | | કુલ. | ૧૧૫૯ |

## ગચ્છ.

| નંબર. | ગચ્છનું નામ. | સંખ્યા. | નંબર | ગચ્છનું નામ. | સંખ્યા. |
|---|---|---|---|---|---|
| ૧ | તપા ... ... ... ... | ૨૯૧ | ૫ | ખડતર ... ... ... | ૧૫ |
| ૨ | દેવસુર ... ... ... | ૩ | ૬ | પાસ્તર ... ... ... | ૯ |
| ૩ | અણસુર ... ... ... | ૮૦૯ | | | |
| ૪ | અંચળ ... ... ... | ૩૨ | | કુલ. | ૧૧૫૯ |

આ જીલ્લામાં ૬ ગામ અને તેમાં ૩૧૨ ઘર છે. આ વસ્તી પૈકી પુરૂષ વર્ગની કુંવારા, પરણેલા અને વિધુરની તેમજ સ્ત્રી વર્ગની પણ તેવી નીચે પ્રમાણે છે:—

| | કું. | પ. | વિ. | | કુલ | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ | ૨૨૯ | ૨૮૩ | ૫૮ | = | ૫૭૦ | ૧૧૫૯ |
| સ્ત્રી | ૧૫૬ | ૨૮૩ | ૧૫૦ | = | ૫૮૯ | |

ઉપરની વસ્તી જોતાં કુંવારા અને કુંવારીની સંખ્યામાં વરાવેલ એટલે સગપણ કરેલાનો સમાવેશ થાય છે. પુરૂષ વર્ગમાં ૪૦ ટકા જેટલા કુંવારા છે. અને તે સંખ્યા કુંવારી કન્યાઓ કરતાં લગભગ દોઢગણી વધારે છે. સ્ત્રી વર્ગમાં કુંવારી કન્યાનું પ્રમાણ ૨૬ા ટકા જેટલું છે. પુરૂષ વર્ગમાં પરણેલા ૪૯ા ટકા તથા વિધુર ૧૦ા ટકાના પ્રમાણમાં છે. તેવીજ રીતે સ્ત્રી વર્ગમાં પરણેલી ૪૮ ટકા અને વિધવા ૨૫ા ટકા જેટલી થાય છે. એકંદરે વિધુર અને વિધવાનું પ્રમાણ જોતાં લગભગ અઢીગણી વધારે છે, જેની ઉમરવાર સંખ્યા નીચે પ્રમાણે છે:—

| ૨૦ વર્ષની અંદર | ૨૦ થી ૩૦ | ૩૦ થી ૪૦ | ૪૦ ઉપર | | કુલ |
|---|---|---|---|---|---|
| ૭ | ૧૪ | ૩૪ | ૯૫ | = | ૧૫૦ |

ઉપરની વિધવાઓની ઉમરવાર સંખ્યા તરફ તપાસતાં સાતમાં ભાગ જેટલી બિચારી બાળ વિધવાઓ જોવામાં આવે છે. ચોથા ભાગ જેટલી આધેડ ઉમરે વિધવા જોવામાં આવે છે. અને અરધ ભાગ ઉપરાંત મોટી ઉમરે પહોંચેલી વિધવા જોવામાં આવે છે. સરેરાસ તપાસતાં મોટી ઉમરની વિધવા પૈકી ઘણીને તો નાની ઉમરમાં વિધવાપણું પ્રાપ્ત થયું હશે.

**રીતરીવાજ**—આ જીલ્લાનો વિસ્તાર ગુજરાત અને માળવાની સરહદ ઉપર આવેલો હોવાથી તેમાં આ બંને દેશના રીતરીવાજોનું મિશ્રણ થાય છે તોપણ ઘણાખરા રીતરીવાજો ખેડા જીલ્લાને મળતા જોવામાં આવે છે.

**વેપાર ઉદ્યોગ**—આ જીલ્લામાં પુરૂષ વર્ગ પૈકી ૩૭૦ વેપાર કરે છે, ૫૨ નોકરી કરે છે, બાકીના બાળક, વિદ્યાર્થી, વૃદ્ધ અને નિરૂદ્યમી છે. આ જીલ્લામાં ગોધરા અને દાહોદ એ બે વેપારના સાધારણ મથક છે. આ શિવાય વધારે જાણવા જેવું નથી.

આ જીલ્લામાં આપણી જૈનની વસ્તીવાળાં ગામો બહુ થોડાં હોવાથી તેના જુદા જુદા તાલુકાઓ પાડવામાં આવેલ નથી અને તેથીજ તેનો જનરલ રીપોર્ટ જુદો નહીં છાપતાં તેનો સાથેજ સમાવેશ કરેલ છે.



| નંબર. | ગામનું નામ | કોનું રાજ્ય | નજીકનું સ્ટેશન યા મોટું ગામ તથા તેનાથી કેટલા માઇલ દૂર. | નજીકની પોષ્ટ ઓફીસ. | નજીકની તાર ઓફીસ. | દેરાસર સંખ્યા. | ઉપાશ્રય તથા પૌષધશાળા. | ધર્મશાળા. | પાઠશાળા. | દવાખાનું પાંજરાપોળ. | સભા મંડળ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | તાલુકે ઉમેટા. | | | | | | | | | | |
| ૧ | ઉમેટા | જુદા જુદા ઠાકોરનું. | વાસદ સ્ટે. ૧૦ | ઉમેટા | વાસદ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ |
| ૨ | વીરપુર | | સેવાલીઆ ,, ૪૨ | વીરપુર | સેવાલીઆ | ૨ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ |
| ૩ | છોટાઉદેપુર | | બોડેલી ,, ૨૦ | છોટાઉદેપુર | બોડેલી | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪ | વાડાસીનોર | | સેવાલીઆ ,, | વાડાસીનોર | સેવાલીઆ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૫ | ભીલોડીઆ | | ડભોઇ ,, ૧૦ | વજીરીઆ | ડભોઈ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬ | ચલાલી | | સેવાલીઆ ,, ૧૨ | વીરપુર | સેવાલીઆ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૭ | વાલીઆ | | ખરચી ,, | વાલીઆ | અંકલેશ્વર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૮ | નવાપરા | | વાસદ ,, ૮ | વાસદ | વાસદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૯ | ચાંદોદ | | ચાંદોદ ,, | ચાંદોદ | ચાંદોદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૦ | કડાછાલ | | સેવાલીઆ ,, ૧૪ | લુણાવાડા | સેવાલીઆ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૧ | નવાખલ | | વાસદ ,, ૧૦ | આંકલાવ | વાસદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૨ | ભરણ | | પાનોલી ,, ૬ | પાનોલી | પાનોલી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૩ | જરોદરા | | ચાંદોદ ,, ૬ | વજીરીઆ | ચાંદોદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૪ | ચમારવાડા | | ,, ,, ૬ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૫ | કંબોપા | | સેવાલીઆ ,, ૬ | વીરપુર | સેવાલીઆ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૬ | વાસણાકરાડા | | સંખેડા ,, ૧૪ | કોસીંદ્રા | સંખેડા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૭ | ગમોડ | | ચાંદોદ ,, ૪ | વજીરીઆ | ચાંદોદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૮ | મેરા | | અંકલેશ્વર ,, ૯ | વાલીઆ | અંકલેશ્વર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૯ | નાની શેરડી | | અગાસ ,, ૧૦ | વાસદ | વાસદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૦ | ઝીલોડ | | વાસદ ,, ૬ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

| ઘર સંખ્યા. | કુલ મનુષ્ય સંખ્યા. | પુરુષ સંખ્યા. | | | | | | સ્ત્રી સંખ્યા. | | | | | | રીમાર્ક. (તીર્થસ્થળ, પુસ્તક ભંડાર, લાયબ્રેરી વિગેરે.) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ભણેલ. | | | અભણ. | | | ભણેલ. | | | અભણ. | | | |
| | | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | |
| ૪૦ | ૧૮૮ | ૩૧ | ૪૬ | ૧૦ | ૯ | ૦ | ૦ | ૧૩ | ૮ | ૦ | ૧૪ | ૩૫ | ૨૪ | |
| ૨૩ | ૬૩ | ૧૦ | ૧૩ | ૪ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૭ | ૧૩ | ૧૩ | |
| ૨૨ | ૬૧ | ૧૭ | ૧૩ | ૩ | ૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૫ | ૧૩ | ૫ | |
| ૧૯ | ૭૯ | ૧૫ | ૧૯ | ૪ | ૪ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૪ | ૧૯ | ૧૨ | |
| ૧૨ | ૫૩ | ૧૮ | ૧૧ | ૩ | ૨ | ૦ | ૦ | ૩ | ૧ | ૦ | ૪ | ૧૦ | ૨ | |
| ૧૦ | ૩૮ | ૧૦ | ૮ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૬ | ૮ | ૩ | |
| ૬ | ૨૭ | ૯ | ૭ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૬ | ૧ | |
| ૫ | ૩૧ | ૯ | ૫ | ૧ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૫ | ૬ | ૩ | |
| ૫ | ૨૨ | ૬ | ૮ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૭ | ૦ | |
| ૫ | ૧૯ | ૨ | ૫ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૫ | ૨ | |
| ૪ | ૨૮ | ૪ | ૩ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૯ | ૩ | ૫ | |
| ૪ | ૧૬ | ૬ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૩ | ૧ | |
| ૪ | ૧૩ | ૬ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૧ | |
| ૩ | ૧૬ | ૬ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૪ | ૧ | |
| ૩ | ૧૦ | ૩ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૧ | ૨ | |
| ૩ | ૧૦ | ૦ | ૪ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૫ | ૦ | |
| ૩ | ૧૦ | ૨ | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૧ | ૦ | |
| ૩ | ૮ | ૪ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૦ | |
| ૩ | ૪ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | |
| ૨ | ૧૧ | ૫ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૧ | ૧ | |

| નંબર. | ગામનું નામ | કોનું રાજ્ય | નજીકનું સ્ટેશન યા મોટું ગામ તથા તેનાથી કેટલા માઇલ દૂર. | નજીકની પોષ્ટ ઓફીસ. | નજીકની તાર ઓફીસ. | દેરાસર સંખ્યા. | ઉપાશ્રય તથા પોષધશાળા. | ધર્મશાળા. | પાઠશાળા. | જીવાતખાનું પાંજરાપોળ. | સભા મંડળ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૧ | ઉચાદ | | ચાંદોદ સ્ટે. ૧૪ | વાડીઆ | ચાંદોદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૨ | માનપરા | | વાસદ ,, ૧૦ | વાસદ | ઉમેટા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૩ | કડાણા | | ગોધરા ,, ૪૦ | સુથરામપોર | ગોધરા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૪ | વજીરીઆ | | ચાંદોદ ,, ૧૦ | વજીરીઆ | ચાંદોદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૫ | મોદલા | | બહાદરપુર ,, | બહાદરપુર | બહાદરપુર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૬ | બોડેલી | | બોડેલી ,, | કોસીંદ્રા | બોડેલી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૭ | બીલપાડ | | વાસદ ,, ૧૦ | વાસદ | ઉમેટા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૮ | સેવાડા | | ચાંદોદ ,, ૭ | વજીરીઆ | ચાંદોદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૯ | બોરીઆદ | જુદા જુદા ઠાકોરનું. | બહાદરપુર ,, ૨૪ | બહાદરપુર | બહાદરપુર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૦ | અંકતેશર | | નાંદોદ ,, ૧૨ | ગરડેશ્વર | નાંદોદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૧ | કોસીંદ્રા | | બહાદરપુર ,, ૮ | કોસીંદ્રા | બહાદરપુર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૨ | નાગડોલ | | ડભોઇ ,, ૮ | વજીરીઆ | ડભોઇ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૩ | લાલસર | | સેવાલીઆ ,, ૨૦ | લુણાવાડા | સેવાલીઆ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૪ | વાડીઆ | | ચાંદોદ ,, ૧૦ | વાડીઆ | ચાંદોદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૫ | વેલણવાડા | | સેવાલીઆ ,, ૧૦ | વીરપુર | સેવાલીઆ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૬ | સીરા | | ચાંદોદ ,, ૧૮ | તીલકવાડા | ચાંદોદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૭ | સીદ્ધપુર | | સેવાલીઆ ,, ૧૫ | લુણાવાડા | સેવાલીઆ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૮ | વણસોલી | | અંકલેશ્વર ,, ૧૦ | વાલીઆ | અંકલેશ્વર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૯ | ધામોદ | | સેવાલીઆ ,, ૨૦ | લુણાવાડા. | સેવાલીઆ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪૦ | રંગપુર | | બોડેલી ,, ૩૦ | છોટાઉદેપુર | બોડેલી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | | | | | | ૫ | ૪ | ૨ | ૦ | ૦ | ૦ |

| ઘર સંખ્યા. | કુલ મનુષ્ય સંખ્યા. | પુરૂષ સંખ્યા. | | | | | | સ્ત્રી સંખ્યા. | | | | | | રીમાર્ક. (તીર્થસ્થળ, પુસ્તક ભંડાર, લાયબ્રેરી વિગેરે.) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ભણેલ. | | | અભણ. | | | ભણેલ. | | | અભણ. | | | |
| | | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | |
| ૨ | ૯ | ૪ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૧ | |
| ૨ | ૮ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૩ | |
| ૨ | ૫ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | |
| ૨ | ૫ | ૧ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | |
| ૨ | ૩ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | |
| ૧ | ૯ | ૧ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૩ | ૧ | |
| ૧ | ૭ | ૨ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | |
| ૧ | ૭ | ૪ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | |
| ૧ | ૬ | ૩ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | |
| ૧ | ૫ | ૩ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | |
| ૧ | ૫ | ૧ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૦ | |
| ૧ | ૫ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | |
| ૧ | ૫ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૧ | ૦ | |
| ૧ | ૫ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૧ | ૦ | |
| ૧ | ૪ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | |
| ૧ | ૪ | ૨ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | |
| ૧ | ૪ | ૦ | ૧ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | |
| ૧ | ૩ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | |
| ૧ | ૩ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | |
| ૧ | ૩ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | |
| ૨૫૮ | ૮૧૨ | ૧૯૬ | ૧૭૬ | ૪૩ | ૩૦ | ૦ | ૦ | ૧૭ | ૧૦ | ૦ | ૮૪ | ૧૬૬ | ૮૭ | |

| નંબર. | ગામનું નામ | કોનું રાજ્ય | નજીકનું સ્ટેશન યા મોટું ગામ તથા તેનાથી કેટલા માઈલ દૂર. | | નજીકની પોષ્ટ ઓફીસ. | નજીકની તાર ઓફીસ. | દેરાસર સંખ્યા. | ઉપાશ્રય તથા પૌષધશાળા. | ધર્મશાળા. | પાઠશાળા. | જાનવરાનું પાંજરાપોળ. | [illegible]ની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | તાલુકે ભાલોદ. | | | | | | | | | | | |
| ૧ | ભાલોદ | રાજપીપળા | રાજપારડી સ્ટે. | | ભાલોદ | રાજપારડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨ | ઉમલ્લા | | ઉમલ્લા ,, | | ઉમલ્લા | ઉમલ્લા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩ | અસા | | ,, ,, | [illegible] | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪ | પ્રતાપનગર | | પ્રતાપનગર ,, | | પ્રતાપનગર | પ્રતાપનગર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૫ | રાજપરા | | ,, ,, | ૭ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬ | વાઘોડીઆ | | ,, ,, | ૪ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૭ | પણેથા | | ઉમલ્લા ,, | ૮ | ઉમલ્લા | ઉમલ્લા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૮ | ભાદરવા | | વાસદ ,, | ૮ | વાસદ | વાસદ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૯ | રાયસંગપુર | | ઉમલ્લા ,, | ૧ | ઉમલ્લા | ઉમલ્લા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૦ | કાંદરોજ | | પ્રતાપનગર ,, | ૬ | પ્રતાપનગર | પ્રતાપનગર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૧ | નાવરા | | ઉમલ્લા ,, | ૬ | ઉમલ્લા | ઉમલ્લા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૨ | મોરીઆ | | ચાંદોદ ,, | ૬ | તીલકવાડ | ચાંદોદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૩ | કુવા | | પ્રતાપનગર ,, | ૬ | પ્રતાપનગર | પ્રતાપનગર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૪ | વેરૂગામ | | ઉમલ્લા ,, | ૮ | ઉમલ્લા | ઉમલ્લા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | | | | | | | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

| ઘરસંખ્યા. | કુલ મનુષ્ય સંખ્યા. | પુરૂષ સંખ્યા. | | | | | | સ્ત્રી સંખ્યા. | | | | | | રીમાર્ક. (તીર્થસ્થળ, પુસ્તક ભંડાર, લાયબ્રેરી વિગેરે.) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ભણેલ. | | | અભણ. | | | ભણેલ. | | | અભણ. | | | |
| | | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | કું. | પ. | વિ. | |
| ૧ | ૨ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | |
| ૫ | ૧૯ | ૬ | ૪ | ૦ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૪ | ૧ | |
| ૪ | ૧૫ | ૧ | ૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ | ૪ | ૧ | |
| ૪ | ૧૪ | ૩ | ૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૫ | ૦ | |
| ૪ | ૮ | ૦ | ૨ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૧ | |
| ૩ | ૯ | ૧ | ૩ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૧ | |
| ૨ | ૯ | ૧ | ૩ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૩ | ૦ | |
| ૨ | ૬ | ૨ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | |
| ૨ | ૪ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | |
| ૧ | ૮ | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૧ | |
| ૧ | ૭ | ૧ | ૨ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૦ | |
| ૧ | ૨ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | |
| ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | |
| ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | |
| ૩૨ | ૧૦૫ | ૨૦ | ૩૨ | ૧ | ૭ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧૦ | ૨૯ | ૫ | |

| નંબર. | ગામનું નામ. | જ્ઞાતિ. | | | | | | ગચ્છ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વી. ઓ. | વી. શ્રી. | દ. શ્રી. | વી. પો. | દ. પો. | પરચુરણ. | તપા. | સાગર. | દેવસુર. | પરચુરણ. |
| ૨ | તાલુકે નાંદોદ. | | | | | | | | | | |
| ૧ | નાંદોદ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | | ૦ | ૦ | ૧ | |
| ૨ | સીસોદરા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૨૬, | ૦ | ૦ | ૦ | અ. ૨૬, |
| ૩ | લીભેટ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૧૬. | ૧૬ | ૦ | ૦ | |
| ૪ | ઝગડીયા | ૦ | ૧૨ | ૦ | ૦ | ૦ | | ૧૨ | ૦ | ૦ | |
| ૫ | નીકોલી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૧૦, | ૦ | ૦ | ૦ | અ. ૧૦, |
| ૬ | અવીધા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૧૩, | ૦ | ૦ | ૦ | અ. ૧૩, |
| ૭ | નવાપુરા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૧૦, | ૦ | ૦ | ૦ | અ. ૧૦, |
| ૮ | ઓરી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૧૦, | ૦ | ૦ | ૦ | અ. ૧૦, |
| ૯ | રાજુવાડીયા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૫, | ૫ | ૦ | ૦ | |
| ૧૦ | ભદામ | ૦ | ૯ | ૦ | ૦ | ૦ | | ૦ | ૦ | ૯ | |
| ૧૧ | ખરચી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૭, | ૭ | ૦ | ૦ | |
| ૧૨ | પીપોદરા | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | | ૦ | ૪ | ૦ | |
| ૧૩ | જનોર | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | | ૦ | ૦ | ૨ | |
| ૧૪ | પાટણા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૨, | ૦ | ૦ | ૦ | અ. ૨, |
| ૧૫ | રાજપારડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૨, | ૦ | ૦ | ૦ | પા. ૨, |
| | | ૦ | ૨૮ | ૦ | ૦ | ૦ | ૧૦૧ | ૪૦ | ૪ | ૧૨ | ૭૩ |

| નંબર. | ગામનું નામ. | જ્ઞાતિ. | | | | | | ગચ્છ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વી. ઓ. | વી. શ્રી. | દ. શ્રી. | વી. પો. | દ. પો. | પરચુરણ. | તપા. | સાગર. | ઢુંઢક. | પરચુરણ. |
| ૩ | તાલુકે ભાલોદ. | | | | | | | | | | |
| ૧ | ભાલોદ | ૦ | ૦ | ૦ | ૨ | ૦ | | ૨ | ૦ | ૦ | |
| ૨ | ઉમલ્લા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૧૯, | ૦ | ૦ | ૦ | અ. ૧૯, |
| ૩ | અસા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૧૫, | ૦ | ૦ | ૦ | અં. ૧૫, |
| ૪ | પ્રતાપનગર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૧૪, | ૦ | ૦ | ૦ | અ. ૧૪, |
| ૫ | રાજપરા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ., ૮, | ૦ | ૦ | ૦ | અં. ૮, |
| ૬ | વાઘોડીઆ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ ૯, | ૦ | ૦ | ૦ | અ. ૯, |
| ૭ | પણેથા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૯, | ૦ | ૦ | ૦ | અ. ૯, |
| ૮ | ભાદરવા | ૨ | ૦ | ૪ | ૦ | ૦ | | ૪ | ૨ | ૦ | |
| ૯ | રાયસંગપુર. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૪, | ૦ | ૦ | ૦ | અ. ૪, |
| ૧૦ | કાંદરોજ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ. ૮, | ૦ | ૦ | ૦ | અ. ૮, |
| ૧૧ | નાવરા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દ. ઓ ૭, | ૦ | ૦ | ૦ | અ. ૭, |
| ૧૨ | મોરીઆ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | | ૨ | ૦ | ૦ | |
| ૧૩ | કુવા | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | | ૦ | ૧ | ૦ | |
| ૧૪ | વેરૂગામ. | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | | ૧ | ૦ | ૦ | |
| | | ૨ | ૩ | ૪ | ૩ | ૦ | ૯૩ | ૯ | ૩ | ૦ | ૯૩ |

# રેવાકાંઠા એજન્સિનો રીપોર્ટ.



આ એજન્સિ ગુજરાતની પૂર્વે છે. એની વાયવ્ય, ઉત્તર અને ઇશાન કોણમાં મહીકાંઠા અને રજપૂતાના માંહેલાં સંસ્થાનો છે, પૂર્વે મધ્યહિંદુસ્તાન માંહેલાં સંસ્થાનો, અને ખાનદેશ છે દક્ષિણે ગાયકવાડનો મુલક અને સુરત જીલ્લો છે, પશ્ચિમે ગાયકવાડનો મુલક અને ભરૂચ જીલ્લો તથા પંચમહાલનો થોડોક ભાગ છે.

**સીમા**

પંચમહાલના કલેકટર આ એજન્સિના પોલીટીકલ એજંટ છે. મહીકાંઠાની પેઠે એમાં પણ કેટલાક તાલુકદારો છે. એમાં છ મોટાં સંસ્થાનો નીચે લખ્યા પ્રમાણે છે. તેમાંના પાંચ રજપૂત ઠાકોરનાં અને છઠું મુસલમાનનું છે, વળી એમાં કડાણા, સંજેલી, ભાદરવા અને ઉમેટા એ નાનાં સંસ્થાનો છે એમાંના સંસ્થાનોના બે સમુહ કર્યાં છે. એકનું નામ સંખેડા મેવાસ અને બીજાનું નામ પાંડુ મેવાસ છે.

૧ રાજપીંપળા—તેનું મુખ્ય શહેર નાંદોદ તેમાં રાજા રહે છે.

૨ છોટાઉદેપુર—તેનું મુખ્ય શહેર છોટાઉપર તેના રજપૂત ઠાકોરને મહારાવળ કહે છે.

૩ બારીઆ—તેના રજપૂત ઠાકોરને મહારાવળ કહે છે, તેનું મુખ્ય શહેર દેવગઢબારીઆ છે.

૪ લુણવાડા—તેનું મુખ્ય શહેર લુણાવાડા છે, જેમાં રજપૂત મહારાણા રહે છે.

૫ સુંથ—તેનું મુખ્ય શહેર સુંથ છે, તેના રાજા પરમાર રજપૂત છે, અને તેપણ મહારાણા કહેવાય છે.

૬ વાડાશીનોર—એના ઉપર અમલ કરનાર નવાબ કહેવાય છે, અને તે વાડાશીનોરમાં રહે છે.

જોકે આ એજન્સિમાં નાનાં મોટાં ઘણાં દેશી રાજ્યો આવેલાં છે, તેથી તેમના ગામોના ઘણા તાલુકા સરકારે પાડેલા છે. પરંતુ તેવા બધામાં આપણી જૈન વસ્તીવાળા ગામો ઘણાં જુજ હોવાથી, સગવડની ખાતર અમોએ આખી એજન્સિના ત્રણ તાલુકા નીચે મુજબ પાડયા છે.

૧ ઉમેટા. ૨ ભાલોદ. ૩ નાંદોદ.

# તાલુકો ઉમેટા.

આ તાલુકામાં છોટાઉદેપુર, વાડાશીનોર, કડાણા, ઉમેટા અને વજીરીઆ વીગેરે સંસ્થાનો આવેલાં છે, તેમાં ઉદેપુર, વાડાશીનોર, વીરપુર વીગેરે શહેરો ઘણાં જુના વખતનાં છે. આ ભાગમાં ડુંગર, ઝાડી વીગેરે છે.

દેરાસર—આ તાલુકામાં ૫ દેરાસરો છે. ( જુઓ મંદિરાવળી પૃષ્ટ ૯૨ થી ૯૪ )

કેળવણી—આ તાલુકામાં ઈંગ્રેજીમાં મેટ્રીકથી ઓછા અભ્યાસવાળાની સંખ્યા ૯ ની નીચેના ગામોમાં છેઃ—

૪ ઉમેટા. ૧ વાડાશીનોર. ૨ વજીરીઆ. ૨ વાડીઆ.

પુસ્તકાલય—આ તાલુકામાં ૨ સાધારણ પુસ્તકાલય છે, તેમાં ૧ વાડાશીનોરમાં ને ૧ છોટાઉદેપુરમાં છે.

વસ્તી—આ તાલુકામાં ૪૦ ગામો છે, અને તેમાં ૨૫૮ ઘર છે જેનું પ્રમાણ નીચે મુંજબ છેઃ—

| | કું. | પ. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૨૨૬ | ૧૭૯ | ૪૩ | = | ૪૪૮ | ૮૧૨ |
| સ્ત્રી. | ૧૦૧ | ૧૭૬ | ૮૭ | = | ૩૬૪ | |

ઉપર જણાવેલ વિધવાઓ નીચે પ્રમાણે ઉમરવાર છે.

| ૨૦ વર્ષની અંદર. | ૨૦ થી ૩૦ | ૩૦ થી ૪૦ | ૪૦ ઉપર | | કુલ. |
|---|---|---|---|---|---|
| ૫ | ૧૩ | ૨૪ | ૪૫ | = | ૮૭ |

વેપાર ઉદ્યોગ—આ તાલુકામાં પુરૂષ વર્ગ પૈકી ૨૭૨ વેપાર કરે છે, ૨૨ નોકરી કરે છે, ૫ ખેતી કરે છે, બાકીના બાળક, વીદ્યાર્થી, વૃદ્ધ અને નિરૂદ્યમી છે.

# તાલુકો ભાલોદ.

આ તાલુકામાં જુદા જુદા સંસ્થાનોનાં ગામો આવેલા છે.

દેરાસર—આ તાલુકામાં ૧ દેરાસર ભાદરવા ગામમાં છે.

વસ્તી—આ તાલુકામાં ૧૪ ગામ છે, અને તેમાં ૩૨ ઘર છે, વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છેઃ-

| | કું. | પ. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૨૭ | ૩૨ | ૧ | = | ૬૦ | ૧૦૫ |
| સ્ત્રી. | ૧૧ | ૨૯ | ૫ | = | ૪૫ | |

ઉપર જણાવેલ વિધવાઓ નીચે પ્રમાણે ઉમરવાર છે.

| ૨૦ વર્ષની અંદર | ૨૦ થી ૩૦ | ૩૦ થી ૪૦ | ૪૦ ઉપર | | કુલ |
|---|---|---|---|---|---|
| ૦ | ૨ | ૦ | ૩ | = | ૫ |

વેપાર ઉદ્યોગ—આ તાલુકામાં પુરૂષ વર્ગ પૈકી ૪૩ વેપાર કરે છે, બાકીના બાળક, વીદ્યાર્થી અને વૃદ્ધ છે.

---

## તાલુકો નાંદોદ.



રેવાકાંઠા એજન્સિમાં રાજપીપળાનું સંસ્થાન સૌથી મોટું છે. તેની રાજધાની નાંદોદ શહેરમાં છે. આ સંસ્થાનમાં ડુંગર અને જંગલો ઘણાં આવેલાં છે. આ સંસ્થાન સિવાય બીજાં ગામો પણ આ તાલુકામાં દાખલ કરવામાં આવ્યાં છે. નાંદોદથી અંકલેશ્વર સુધીની રેલ્વેની થર્ડ કલાસ ટીકીટના રૂ. ૦-૯-૬ બેસે છે.

દેરાસર — આ તાલુકામાં એક દેરાસર છે અને ઝગડીઆમાં છે, તે તીર્થસ્થળ ગણાય છે. વિક્રમ સંવત ૧૯૨૧ ની આસપાસમાં ઝગડીઆની પાસે લીમોદરા ગામના ખેતરમાંથી આદિશ્વર ભગવાનની મૂર્તિ તથા ચક્રેશ્વરીમાતાની મૂર્તિ નીકળેલી તે મૂર્તિઓને રાજા વેરીસાલજીએ ઝગડીઆના ચોરામાં રાખી. અને તેને માટે દેરાસર કરાવ્યું પણ પ્રભુને પધરાવ્યા પહેલાં રાજા વેરીસાલજીને ગાદીએ ઉઠાડી ઇંગ્રેજ સરકારે રાજા ગંભીરસંગજીને બેસાડયા. તેમના રાજ્યમાં તેમને કંઇ સ્વપ્ન આવ્યાથી અને તે વખતે વડોદરાના ઝવેરી ફતેભાઇ અમીચંદ તથા સવદભાઇ અમીચંદ નાંદોદમાં ઝવેરાત વેચવા ગએલા તેમને રાજાએ વાત જણાવી તેથી તેમને શેઠે કહ્યું જે પ્રભુને દેરાસરમાં પધરાવવા જોઇએ તે ઉપરથી રાજાએ ભરૂચથી

શેઠ અનુપચંદ મલુકચંદને તેડાવ્યા અને તેમના કહ્યા મુજબ ગંભીરસંગજીએ કબુલ કર્યું અને ઘણું ખર્ચ કરી દેરાસર દુરસ્ત કરાવ્યું. તથા પ્રતિષ્ઠા સંવત ૧૯૨૮ ના મહા માસમાં કરી પણ તે કામ કંટ્રાકટરથી તેમણે કરાવ્યું હતું. તેથી તે કામ ટકી રહ્યું નહિ ને દેરાસર તથા ધર્મશાળા પડી ગઇ. છેવટ પ્રભુની આશાતના થાય એવો વખત આવ્યો ત્યારે જૈનોએ બીજે ઠેકાણે પ્રતિમાજી લઈ જવા અરજ કરી તથા ગંભીરસંગજીને રૂબરૂ મળ્યા. તો પણ પ્રભુને લઇ જવા આપ્યા નહિ. છેવટ ભરૂચના શેઠ અનુપચંદ મલુકચંદ તથા અંગારેશ્વરના શેઠ શા દીપચંદ કશળચંદે ઝગડીઆમાં દેરાસર બંધાવવા કબુલ કર્યું ત્યારે દેરાસર તથા ધર્મશાળા ગંભીરસંગજીના કુંવરે આપવું કબુલ કર્યું તથા આભૂષણ વિગેરે સોંપ્યા. પછી શા. દીપચંદ કશળચંદે પાકી મહેનત લઇ દેરાસર તથા ધર્મશાળા નવેસરથી બંધાવી તેમાં પ્રભુજીને બિરાજમાન કર્યા છે.

કારતક સુદ ૧૫ અને ચૈત્રી સુદ ૧૫ અને વર્ષગાંઠના દીવસે ઘણા જૈનો ત્યાં આવે છે. અહીં ધર્મશાળા નાની હોવાથી આ મેળા વખતે ઉતરવા માટે ઘણી અડચણ પડે છે, હાલમાં બીજી ધર્મશાળા બનાવવાનો ઉદ્યમ ચાલુ છે. અહીં વાસણ ગોદડાં પણ ઘણાં ઓજા પ્રમાણમાં છે. આ દેરાસરને અંગે મુંબઇના ઝવેરી જીવણચંદ લલુભાઇની કુંપનીની ફરમાશથી તેમના ખર્ચે બનાવવામાં આવે છે.

કેળવણી—આ તાલુકામાં ઈંગ્રેજીમાં મેટ્રીકથી ઓછા અભ્યાવાળાની સંખ્યા ૧ ની ઓરી ગામમાં છે.

વસ્તી—આ તાલુકામાં ૧૫ ગામ છે, અને તેમાં ૩૬ ઘર છે. વસ્તીનું પ્રમાણ નીચે મુજબ છેઃ–

| | કું. | પ. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૪૦ | ૨૬ | ૧૩ | = | ૭૯ | ૧૨૯ |
| સ્ત્રી. | ૧૦ | ૨૩ | ૧૭ | = | ૫૦ | |

ઉપર જણાવેલ વિધવાઓ નીચે પ્રમાણે ઉમરવાર છે.

| ૨૦ વર્ષની અંદર | ૨૦ થી ૩૦ | ૩૦ થી ૪૦ | ૪૦ ઉપર | | કુલ. |
|---|---|---|---|---|---|
| ૦ | ૧ | ૬ | ૧૦ | = | ૧૭ |

વેપાર ઉદ્યોગ—આ તાલુકામાં પુરૂષ વર્ગ પૈકી ૪૩ વેપાર કરે છે, ૪ નોકરી કરે છે, બાકીના બાળક, વિદ્યાર્થી, વૃદ્ધ અને નિરૂદ્યમી છે.

# જનરલ રીપોર્ટ.



દેરાસર—આ જીલ્લામાં કુલ ૭ દેરાસરો આવેલા છે. જેમાનાં બેની સ્થિતિ સારી છે બાકીની સાધારણ અને જીર્ણ છે. એકંદરે સ્થિત સારી ગણાય નહિ.

આ જીલ્લામાં ઝગડીઆમાં આદિશ્વરજીદાદાનું તીર્થસ્થળ છે. જેની હકીકત આગળ તાલુકાવાર આપી ગયા છીએ.

ઉપાશ્રય તથા ધર્મશાળા—આ જીલ્લામાં કુલ ૫ ઉપાશ્રય અને ૩ ધર્મશાળાઓ છે તેમાંની એકેની સ્થતિ જોઇએ તેવી સારી જણાતી નથી. ધર્મશાળા જમણવારના કામમાં આવે છે. ઝગડીઆતીર્થની ધર્મશાળામાં વાસણ ગોદડાં મળે છે પણ તેમાં પુરતી સવડ નથી.

પાઠશાળા, પાંજરાપોળ અને પુસ્તકાલય—આ જીલ્લામાં પાઠશાળા, પાંજરાપોળ અને પુસ્તકાલય. વીગેરે કાંઇ સવડ નથી, ફક્ત છોટાઉદેપુર તથા વોડાસીનોરમાં જુજ પુસ્તકો છે.

કેળવણી—આ જીલ્લામાં કુલે ભણેલની અને અભણ સંખ્યા નીચે મુજબ છેઃ—

| | ભણેલ. | અભણ. | | કુલ. | |
|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૫૩૯ | ૪૮ | = | ૫૮૭ | ૧૦૪૬ |
| સ્ત્રી | ૨૮ | ૪૩૧ | = | ૪૫૯ | |

| | ધાર્મિક. | ઇંગ્રેજી. | સંસ્કૃત. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ. | ૦ | ૧૦ | ૦ | = | ૧૦ | ૧૦ |
| સ્ત્રી, | ૦ | ૦ | ૦ | = | ૦ | |

ઉપરનાં આંકડાઓ જોતા માલુમ પડે છે કે પુરૂષો ૯૧॥ ટકા જેટલા પ્રમાણમાં ભણેલા છે, અને ૮॥ ટકા જેટલા તદન અભણ છે. તેવીજ રીતે સ્ત્રી વર્ગમાં ૬ ટકા જેટલી ભણેલી અને ૯૪ ટકા અભણ જોવામાં આવે છે. ભણેલાઓની સંખ્યામાં સારી કેળવણી પામેલ ફક્ત જુજ ભાગ છે, બાકીનાં સાધારણ લખી વાંચી જાણનારનો વધારે ભાગ જોવામાં આવે છે. એકંદરે વસ્તીનાં પ્રમાણમાં સાધારણ ગણી શકાય.

—ધાર્મિક અભ્યાસમાં પંચપ્રતિક્રમણ કરતાં વધારે જાણનારની સંખ્યા બીલકુલ જોવામાં આવતી નથી. પણ સાધારણ રીતે પંચપ્રતિક્રમણ જાણનાર ૨૩

પુરૂષ અને ૧૬ સ્રી છે, અને બેપ્રતિક્રમણ જાણનાર ૩૪ પુરૂષ અને ૨૦ સ્રી છે. આ પ્રમાણ બીજા જીલ્લા કરતાં ઓછું ગણાય

—ઇંગ્રેજીમાં મેટ્રીક અને તેથી ઓછા અભ્યાસવાળાની સંખ્યા ૧૦ ની છે. અને તે સેંકડે ૧ ટકા જેટલી છે. વસ્તીના પ્રમાણમાં ઇંગ્રેજી જાણનારની સંખ્યા ઓછી છે. આ જીલ્લામાં એકે ગ્રેજ્યુએટ નથી.

વસ્તી-આ જીલ્લાની વસ્તી સંબંધી તાલુકા અને ગામવાર આંકડાઓ આગળ આપી ગયા છીએ, તેમજ જ્ઞાતિ અને ગચ્છવાર પણ આપવામાં આવેલ છે. તોપણ આ જીલ્લામાં જેટલા જ્ઞાતિ અને ગચ્છ આવેલાં છે તેનાં નામો મનુષ્ય સંખ્યાના આંકડા સહિત નીચે પ્રમાણે છે:--

## જ્ઞાતિ.

| નંબર. | જ્ઞાતિનું નામ. | સંખ્યા. | નંબર. | જ્ઞાતિનું નામ. | સંખ્યા. |
|---|---|---|---|---|---|
| ૧ | વીશા ઓશવાળ ... ... | ૨૦૨ | ૫ | વીશા પોરવાડ ... ... | ૬૩ |
| ૨ | દશા ઓશવાળ ... ... | ૧૯૪ | ૬ | દશા પોરવાડ ... .. | ૫ |
| ૩ | વીશા શ્રીમાળી ... ... | ૩૮૩ | ૭ | વીશા નીમા ... ... | ૬૭ |
| ૪ | દશા શ્રીમાળી ... ... | ૧૩૨ | | કુલ... | ૧૦૪૬ |

## ગચ્છ.

| નંબર. | ગચ્છનું નામ. | સંખ્યા. | નંબર | ગચ્છનું નામ. | સંખ્યા. |
|---|---|---|---|---|---|
| ૧ | તપા ... ... ... | ૭૩૫ | ૫ | અણસુર ... ... | ૧૬૭ |
| ૨ | સાગર ... ... | ૧૬ | ૬ | પાયચંદ ... ... | ૨ |
| ૩ | દેવસુર ... ... | ૫૯ | | | |
| ૪ | રાજસુર ... ... | ૬૭ | | કુલ .. | ૧૦૪૬ |

આ જીલ્લામાં કુલ ૬૯ ગામ અને ૩૨૬ ઘર છે. તે પૈકી પુરૂષ વર્ગમાં કુંવારા પરણેલા અને વિધુર તેવીજ રીતે સ્ત્રી વર્ગની પણ તેવીજ સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| | કુ. | પ. | વિ. | | કુલ. | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ | ૨૯૩ | ૨૩૭ | ૫૭ | = | ૫૮૭ | ૧૦૪૬ |
| સ્ત્રી | ૧૨૨ | ૨૨૮ | ૧૦૯ | = | ૪૫૯ | |

ઉપરનાં આંકડાઓમાં કુંવારા અને કુંવારીમાં સગપણ કરેલાઓનો સમાવેશ થાય છે, પુરૂષ વર્ગમાં ૪૯।। ટકા જેટલા કુંવારા છે. અને તે કુંવારી કન્યા કરતાં પોણાબેગણી કરતાં પણ વધારે છે. એટલે સ્ત્રી વર્ગમાં કુંવારી કન્યાનું પ્રમાણ ૨૬।। ૨૬।। ટકા જેટલું છે. પુરૂષ ૪૦।। ટકા પરણેલ અને ૯।। ટકા વિધુર છે. તેવીજ રીતે સ્ત્રી વર્ગનું પણતેવું પ્રમાણ ૪૯।। ટકા પરણેલ અને ૨૩।। ટકા જેટલી વિધવાઓ છે, અને તે વિધુર કરતાં વિધવા અઢીગણીને આસરે વધારે છે. આ વિધવાઓની ઉમરવાર સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| ૨૦ વર્ષની અંદર | ૨૦ થી ૩૦ | ૩૦ થી ૪૦ | ૪૦ થી ઉપર | | કુલ. |
|---|---|---|---|---|---|
| ૫ | ૧૬ | ૩૦ | ૫૮ | = | ૧૦૯ |

ઉપર પ્રમાણેના વિધવાઓના ઉમરવાર આંકડા તપાસતાં પાંચમાં ભાગને ભરજુવાનીમાં ત્રીજા ભાગને આધેડ અને અરધ ભાગને કાંઈક મોટી ઉમરે વિધવાપણું પ્રાપ્ત થયું હોય એમ જણાય છે, ઉપર જણાવેલી મોટી ઉમરની વીધવાઓમાં ઘણીને તો આવી નાની ઉમરમાં વિધવાપણું પ્રાપ્ત થયેલું હશે, એમ માલૂમ પડે છે.

**વેપાર ઉદ્યોગ**—આ જીલ્લામાં પુરૂષ વર્ગ પૈકી કુલે ૩૫૮ માણસો વેપાર કરે છે, તેમાં દલાલી, હુન્નર અને વકીલાત કરનારાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે સિવાય ૨૫ નોકરી કરે છે. ૫ ખેતી કરે છે, બાકીના બાળક, વિદ્યાર્થી, વૃદ્ધ અને નીરૂદ્યમી છે. આ જીલ્લામાં વેપારના મથક જેવું એકે શહેર નથી, પણ ડુંગરા અને જંગલો ઘણા હોવાથી ઇમારતી લાકડાં પુષ્કળ થાય છે. તેમજ રૂ તથા જુદી જુદી જાતનું ધાન્ય પણ પાકે છે, ત્યાં કોઈ કોઇ ઠેકાણેથી અકીક પણ જડે છે આથી તેનો વેપાર ઠીક ચાલે છે.

**રીતરીવાજ**—આ એજન્સિમાં હજુ જુના રીવાંજ પ્રમાણે રીતરીવાજ ચાલુ જોવામાં આવે છે. કારણ કે હજુ મિથ્યાત્વી પર્વોનો નાશ થયેલો જોવામાં આવતો નથી. લગ્ન પ્રસંગે તેમજ મરણ પછવાડે લોકો નકામાં ખર્ચ કરે છે, કોઈ કોઇ જગો ઉપર વડોદરા અને અમદાવાદ કોન્ફરન્સ પછીથી નજીવો સુધારો થયેલો જોવામાં આવે છે.

